# ઇસ્માઇલી શિક્ષણમાળા.

## ભાગ ૧ થી ૬.

પ્રગટ કર્તા:

વારસ ગુલામહુસેન વારસ મોખેદીના.

# ઇસ્માઇલી શિક્ષણમાળા.

## ભાગ ૧ થી ૬.

"તલ્બુલ ઇલ્મ ફરિઝતુન, અલાકુલ્લે મુસ્લેમિન
વ મુસ્લેમાતિન."

અર્થ—ઈલ્મ ગ્રહણ કરવું એ દરેક મુસલમાન પુરૂષો
અને સ્ત્રીઓની ફરજ છે.

હદીસ શરીફ.




લેખક :

મરહુમ મહમદ અમરસી માસ્તર.



પ્રકાશક :

વારસ ગુલામહુસેન વારસ મોલેદીના.

કચ્છ મુન્દ્રા.





આવૃત્તિ ચોથી. ] [ પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૯૬ સને ૧૯૪૦

# પ્રસ્તાવના.

આપણા મુરશીદ હઝરત મૌલાના ધણી સલામત દાતાર સરકાર આગા સુલતાન મહમદશાહ હાઝર ઇમામ કેળવણીના ચાહક હોઇ એ દિશામાં એમના પ્રયાસો સર્વને સુવિદિત છે. પોતાના મુરીદો-ઈસમાઇલી કોમમાં દીની અને દુન્યવી કેળવણીમાં વધારો કરવા એવણે નામદારે મહાન ઉપકાર કર્યો છે. દેશદેશાવરમાં દરેક સ્થળે ઇસમાઇલી વસ્તી-વાળા ગામો પૈકી ઘણા ગામો ને શહેરોમાં સંજોગો અનુસાર ક્યાં વ્યવહારિક સાથે ધાર્મિક શિક્ષણ મળે તેવી અને ક્યાં માત્ર દીની તાલીમ આપવાની સંસ્થાઓ એવણે નામદારના ખર્ચે સ્થાપન થઇ ચુકી છે. એ થકી આપણી ભવિષ્યની પ્રજાને ઉત્તમોત્તમ લાભ મળી રહ્યો છે. આ લાભથી કોઇ જમાત હજુ પણ જો બેનશીબ હોય, તો તે તેમના પોતાનાજ પ્રમાદનું કારણ કહી શકાય, કેમકે દરેક ગામે યોગ્ય પ્રમાણમાં તાલીમ ખાતાની સ્થાપના કરવા વિષે આપણા શિરછત્ર હાજર ઇમામની ઇચ્છા અને આજ્ઞા છે.

સદરહુ શાળાઓમાં દીની તાલીમ આપનારા શિક્ષકો આપણા બોધ ગુરૂઓએ રચી આપેલાં જ્ઞાનો, હાઝર ઈમામના ફરમાનો તથા ઇસમાઇલી વિદ્વાનો તરફથી પ્રગટ થયેલાં

શિક્ષણને લગતાં પુસ્તકોનો ઉપયોગ કરે છે, એટલે તે માંહેનાં યોગ્ય ફકરાઓનું શિક્ષણ વિદ્યાર્થીઓની શકિત પ્રમાણે આપે છે. કચ્છ પ્રાંતમાં મારી દેખરેખ નીચે એવી દશેક સંસ્થાઓ છે. જેની અવારનવાર તપાસ લેતાં ધાર્મિક તાલીમની ઉપલી પૃથા મને કેટલેક અંશે અપુર્ણ જણાતાં શિક્ષણમાળાનું એક પુસ્તક તૈયાર કરાવવાની આવશ્યકતા જણાઇ. દરમ્યાન વિદ્વાન મીશીનરી ઇબ્રાહિમભાઇ જુસબ વરતેજીનું કચ્છમાં આગમન થતાં આ સંબંધે તેઓના સાથે વાતચીત થઇ તેઓ મારા વિચાર સાથે સંમત થયા. અને એ કાર્યમાં બનતી મદદ કરવા તેમણે કબુલ્યું, પોતાની ડયુટી બજાવવા સાથે તેણે શિક્ષણ-માળાની માર્ગદર્શક યોજના પણ કરી આપી જે પરથી ધાર્મિક શિક્ષણના લાંબા વખતના અનુભવી માસ્તર મામદ અમરશીએ શિક્ષણ માળાના ત્રણ ભાગ લખી તૈયાર કીધા જે ઇ. સ. ૧૯૨૭ માં પહેલાં પુસ્તક તરીકે બહાર પાડવામાં આવ્યા હતા અને તેની બીજી આવૃતિ ઇ. સ. ૧૯૩૧ માં છપાવી હતી, એ બન્ને વેળા ભાગ ૪–૫ બીજા પુસ્તક રૂપે પ્રગટ કરવા અમે ઇચ્છા પ્રદર્શિત કરેલ તે પ્રમાણે શિક્ષણ માળાના ૧ થી ૬ ભાગ આ પુસ્તકમાં સાથે લખવામાં આવ્યા છે.

ધાર્મિક શિક્ષણ વિશાળ છે તે આ એકજ બુકથી

પરિપુર્ણ થાય એવો દાવો નથી. પરંતુ આપણી ભવિષ્યની પ્રજાને અનુભવી અને ખંતીલા શિક્ષક દ્વારા આ પુસ્તકની યોગ્ય રીતે તાલીમ મળે તો વિદ્યાર્થીઓ અને બાળાઓને આપણા પાક ઇસમાઇલી મઝહબનું પુરતું જ્ઞાન હાંસિલ થાય એમાં અમને કંઇ શક નથી એટલુંજ નહિં પણ જે બાળવૃદ્ધો અને યુવાનો બાઇભાઇ આ પુસ્તકનું વાંચન અને શ્રવણ મનન કરશે તો અવશ્ય પોતાના મઝહબી જ્ઞાનમાં વધારો કરી શકશે એમ અમારી માન્યતા છે.

હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં અને આફ્રિકા, માડાગાસ્કરમાં આ શિક્ષણમાળાના પહેલા ત્રણ ભાગવાળા પુસ્તકનો ત્યાંના ઇસમાઇલી કેળવણી ખાતાંમાં ઉપયોગ થએલ છે તેમણે આ છ ભાગ સાથેના બીજા પુસ્તકનો લાભ વિદ્યાર્થીઓને જરૂર આપવો એમ નમ્ર સુચના છે.

કચ્છ ખાતેની ઇસમાઇલી શાળાઓમાં ધાર્મિક તાલીમના પુસ્તક તરીકે ચલાવવા આ બુક અમે મંજુર કીધી છે. ઉપરાંત દેશાવર ખાતેની ધાર્મિક સંસ્થાઓના અધિકારીઓ પોતાની શાળામાં આ બુક ચલાવવા પસંદ કરશે તો તે અમારા પાસેથી મુદલ કિમ્મતે મેળવી શકશે.

ધાર્મિક શિક્ષણનું ક્ષેત્ર વિશાળ છે અને ઇન્સાન ભુલને પાત્ર છે આ પુસ્તકમાં અનુભવી શિક્ષકો અને વિદ્વાન વર્ગને

જે; જે ઉણપ જોવામાં આવે તે વિષે તસ્દી લઇ અમને સુચના કરશે તો ઉપકાર સહ સ્વીકારી તેની નોંધ લેશું અને આ પછીની આવૃતિમાં ઘટતો સુધારો કરશું.

શિક્ષક વર્ગને સવિનય નિવેદન કે:—આ પુસ્તકનાં છએ ભાગોનું નિરિક્ષણ કરતાં આપ જોઇ શકશો કે, વિદ્યાર્થીઓ અને બાળાઓને ધાર્મિક તાલીમ આપતાં આ બુક સિવાય બીજા કોઇ પુસ્તકની ભાગ્યેજ જરૂર પડશે. પહેલા ભાગમાં પ્રાથમિક શિક્ષણનાં ટુકાં ટુકાં વાકયો આપવામાં આવેલ છે સમજણ-પુર્વક શીખાવવાં અને તેને પ્રશ્નો રૂપે પુછી પાકાં કરાવવાં. બીજા ભાગમાં ઉસુલ અને ફુરૂઅ વિષેનાં પાઠો છે જેને આપણા ઇસલામના પાક ઇસમાઇલી ફીરકાને અનુલક્ષિ લખવામાં આવેલ છે તેની સરખામણી સમજાવી ધ્યાનપુર્વક શીખાવવા. ત્રીજા ભાગમાં ત્રણ વખતની દુવામાં જેટલું હાલ પડાય છે તેટલું લખેલ છે. નિચે તેનો તરજુમો આપેલ છે તે દુવાની કડીકડીની માયના વિદ્યાર્થી સમજી શકે તેમ શીખવવું. જ્ઞાનો અને ગ્રંથોના પાઠો આપેલ છે તેના રાગો સમજાવવા અને માયના કડીકડીની સમજાવવી. ચોથા ભાગમાં કેટલાક ઇતિહાસીક પાઠો સંક્ષિપ્તમાં આપેલ છે તે સમ-જાવતાં તેને લગતું આસપાસનું ઘટતું જ્ઞાન આપવું. પાંચમાં ભાગના આત્મજ્ઞાનને લગતાં પાઠો બહુ ધ્યાનપુર્વક સમજાવવા.

છઠ્ઠા ભાગમાં મૌલાના ધણી સલામત દાતાર હાઝર ઈમામનાં સંવત ૧૯૫૫–૫૬ ની સાલનાં ઝંગબારની પહેલી મુસાફરીનાં મુબારક ફરમાનો "બહરે રહેમત"ના પુસ્તકમાં પાના ૧ થી ૬૫ સુધી રહેમત ૨૦ છે તેનો કાવ્યરૂપે સંપુર્ણ અનુવાદ છે તે રાગથી વંચાવવા ને સમજણ આપવી. આપણી શાળાઓમાં ફરમાનની તાલીમ આપવા વિષે હાઝર ઇમામની સખ્ત તાકીદ છે. ઈમામ "નાતેકલ કુરઆન" હોઇ એમનાં પવિત્ર ફરમાન તે આપણું "કુરઆને શરીફ છે," એ ભુલવું ન જોઇએ.

લી. ગુલામહુસેન વારસ મોલેદીના.

કચ્છ વારસ.



# અનુક્રમણિકા.

## (વિભાગ ૧ લો.)

## ( વિભાગ ૨ જો. )

## ( વિભાગ ૩ જો. )

## (વિભાગ ૪ થો.)



## (વિભાગ ૫ મો.)

## ( વિભાગ ૬ ઠો. )

# ઇસ્માઇલી શિક્ષણમાળા.

## ભાગ ૧ લો.

### પાઠ ૧. અલ્લાહ.

અલ્લાહ એક છે.

તે બધે ઠેકાણે રહે છે.

અલ્લાહ વગર કોઇ જગ્યા ખાલી નથી.

તે સર્વ સત્તાવાન છે.

અલ્લાહ જેવો બીજો કોઇ નથી.

તેનાં ઘણાં નામો છે.

અલ્લાહ, ખુદા, ઇશ્વર, પરમેશ્વર, ગોડ.

લોકો જુદા જુદા નામે અલ્લાહનેજ યાદ કરે છે.

અલ્લાહની શક્તિ અપાર છે.

જમીન, આસમાન, સુરજ, ચંદ્ર, સિતારા, હવા અને પાણી એ બધું અલ્લાહ પાકે બનાવ્યું છે.

જગત ઉપર આપણે જે જે જોઇએ છીએ, જે થકી આપણું જીવન ટકેલું છે, અને જેના વગર આપણને જરાવાર ન ચાલે તે બધું અલ્લાહે બનાવ્યું છે.

આપણા ઉપયોગની કેટલીક ચીજો માણસો બનાવે છે, તે અલ્લાહ તઆલાની બનાવેલી કુદરતી ચીજોની મદદથીજ થાય છે.

આપણા પર અલ્લાહના ઘણા ઉપકારો છે.



## પાઠ ૨ જો પંજતન પાક.

અલ્લાહ પાકે સૌથી પહેલાં પંજતન પાક પેદા કર્યા.

પછી એમનાં નુર વડે સૃષ્ટિની રચના કરી.

સૃષ્ટિની ઉત્પતી અનાદીથી છે.

ઘણાં કરણો અને કલ્પો પછી ચાર યુગનું મંડાણ થયું.

એ બધા જમાનામાં પંજતન પાકનું નુર કાયમ હતું.

જગતને તેના થકી હિદાયત મલી.

તેણે ઘણાઓની મુશ્કીલ આસાન કરી.

આખર જમાનામાં એ નુર જીસમ સ્વરૂપોમાં જલવાગાર થયું.

પંજતન પાક પાંચ છે. તેના નામ :-

૧. હજરત મોહમ્મદ મુસ્તફા, સલલ્લાઅલૈહે વસલ્લમ.

૨ હજરત મૌલા મુરતઝાઅલી, અલયહિસ્સલામ.

૩ હજરત બીબી ફાતેમા જોહરા, રજીઅલ્લાહો તઆલા.

૪ હજરત ઇમામ હસન અલયહિસ્સલામ.

૫ હજરત ઇમામ હુસેન અલયહિસ્સલામ.



## પાઠ ૩ કલેમાહ અને દરૂદ.

પાક હકીકતી કલેમો આ પ્રમાણે છે.

અશહદો અન લાઇલાહા ઇલ્લલ્લાહ

અશહદો અન મોહમ્મદુર રસુલિલ્લાહ

અશહદો અન અમીરલ મોઅમનિન અલી સહી અલ્લાહ.

કલેમાનો અર્થ.

હું ઇકરાર કરૂં છું કે, ખુદા સિવાય બીજો ખુદા નથી.

હું ઇકરાર કરૂં છું કે, નબીમહમદ મુસ્તફા સ૰ ખુદાનો પેગમ્બર છે.

હું ઇકરાર કરૂં છું કે, સાચા દીનદારોના સરદાર હજરત અલી ખરેખર ખુદાઇ નુર છે.

—દરૂદ શરીફ—

અલાહુમા સલ્લે અલા મોહમ્મદ ન વ આલે મોહમ્મદ.

દરૂદનો અર્થ—

એ ખુદા નબી મહમદ મુસ્તફા સ. અને તેની આલ પાક (ગાદી નશીન હાઝર ઇમામ) ઉપર શાન્તી મોકલ.



## પાઠ ૪ નબી.

પેગમ્બર એક લાખ ચોવીસ હજાર થયા છે.
પહેલા પેગમ્બર હજરત આદમ અલયહિસ્સલામ.
છેલ્લા પેગમ્બર હજરત મોહમ્મદ મુસ્તફા સ. છે.
એવણ બધા નબીયોના સરદાર છે.
એવણ ખાતેમુન અમ્બીયા (છેલ્લા પેગમ્બર) છે.
એમના પછી કોઇ પેગમ્બર થનાર નથી.
આપણે એ મહાન પેગમ્બરની ઉમ્મત છીએ.
અરબસ્તાનના મક્કા શહેરમાં તેઓ જનમ્યા હતા.
એમના પિતાનું નામ અબ્દુલ્લાહ, માતાનું નામ અમીના.
ઇસ્વીસનનો છઠો સૈકો હતો, જેને આજ તેરસો વર્ષ થયાં.
એ વખતે અરબ લોકો મુર્તિઓને માનતા હતા.
એ જમાનો તમામ અજ્ઞાનતાનો હતો.
નબી સાહેબે ઘણી તકલીફો વેઠીને "ઇસ્લામ"ની રોશની ફેલાવી.

મુર્તિઓનું ખંડન કરી એકજ અલ્લાહુને માનવા સમજાવ્યું.
પેગમ્બર એટલે અલ્લાહુ તરફનો સંદેશો આપનાર.
તેમના પર અલ્લાહુ તરફથી કિતાબ નાઝિલ થઇ.
તેનું નામ કુરઆન મજીદ છે.



## પાઠ ૫ ઇમામ.

નબી મોહમ્મદ મુસ્તફા સ૦ થી નબુવત ખતમ થઇ.
અલ્લાહુ તઆલા તરફથી હિદાયત કદિ અટકતી નથી.
નબુવત ખતમ થતાં ઇમામત શરૂ થઇ.
નબી સાહેબે હજરત અલીને પોતાના જાનશીન ઠરાવ્યા.
હજરત મૌલા મુરતજાઅલી અ૦ પહેલા ઇમામ છે.
ઇમામ અલ્લાહનું નુર છે.
ઇમામ અલ્લાહનો ખલીફા છે,-ખલીફતુર રહમાન.
ઈમામમાં સંપૂર્ણ જ્ઞાન હોય છે.
ઈમામ હક રસ્તો બતાવનાર હાદી છે.
કુરઆને શરીફની ખરી તાવીલ ફકત ઇમામ જાણે છે.
ઇમામ હર જમાનામાં હાજર રહે છે.
ઇમામ કદી ગેબ ન રહે છે.
ઇમામ કદી પરદે ન રહે.

ઈમામ રોજે કયામત સુધી કાયમ દાયમ રહેશે–
એ પેગમ્બરે ખુદાનું ફરમાન છે.
કુરઆન મજીદની પણ એજ ગવાહી છે.
આ જમાનાના ઈમામ હજરત મૌલાના આગા સુલતાન મહમદ શાહ છે.



## પાઠ ૬ ઇસલામ.

દીન ઇસલામની રોશની હજરત મોહમ્મદ મુસ્તફા સ. મે ફેલાવી.
તેમણે અજ્ઞાનતાનો અંધકાર મટાડી જ્ઞાનનો પ્રકાશ કીધો.
ઈસલામ અલ્લાહ પાકે પસંદ કરેલો દીન છે.
ઈસલામ હક પરસ્ત છે.
ઇસલામમાં બુત પરસ્તી વાજીબ નથી.
ઇસલામનું શિક્ષણ સર્વ કરતાં ઉત્તમ છે.
ઈસલામ કોઇના પર જુલમ કરવા મના કરે છે.
ઈસલામ ભાઇચારો વધારવા ભલામણ કરે છે.
ઈસલામ એક અલ્લાહને માનવાની શીખ દે છે.
અલ્લાહ સિવાય બીજાની મદદ માગવી તે શીર્ક છે.
ઇસલામમાં ઘણા ફીરકા પડી ગયા છે.

આપણો ફીરકો ઇસ્માઇલી છે.

ઇસમાઇલી ફીરકો તે નાજી ફીરકો છે.

કેમકે-ઇસ્માઇલી ફીરકાનો રેહબર હાજર ઇમામ છે.

કોઇ શાયર ખરૂં કહે છે કે:—

તહકીક મઝહબે હૈય્યાત ફકત ઇસલામસ્ત,
હૈય્યાત બક્ષસ અય યાર કલામે ઇમામસ્ત.



## પાઠ ૭ કુરઆન.

કુરઆને મજીદ અલ્લાહના કલામની કિતાબ છે.

અલ્લાહ પાકે તે પેગમ્બર મારફત જાહેર કરી છે.

કુરઆન મજીદ અરબી ભાષામાં છે.

તે આખર જમાનાના પેગમ્બર પર નાઝીલ થયેલ છે.

હજરત આદમ વિગેરે નબીયો પર ઘણાં સહીફા ઉતરેલા છે.

બધા સહીફાનો સાર તૌરાત, જબુર અને ઇન્જીલમાં આવી જાય છે.

એ ત્રણ કિતાબો ત્રણ મહાન નબીયો પર ઉતરી હતી.

તૌરાત હજરત મુસા અ૦ પર ઉતરી હતી.

જબુર હજરત દાઉદ અ૦ પર ઉતરી હતી.

ઇન્જીલ હજરત ઇસા અ૦ પર ઉતરી હતી.

કુરઆન મજીદ અલ્લાહ તરફની છેલ્લી કિતાબ છે.
એમાં ઉપલી બધી કિતાબોનો સમાવેશ થયેલ છે.
કુરઆન મજીદમાં ઘણાં ગુઢાર્થ વાકયો છે.
તેનો મતલબ અલ્લાહ અને જમાનાનો ઇમામજ જાણે છે.
એ ફરમાન ખુદા પાકનું કુરઆને શરીફમાં છે.
પીર સદરદીન સાહેબે આપણને જ્ઞાનો રચી આપ્યાં છે.
તે જ્ઞાનો કુરઆને શરીફનો (સાર) તત્વ છે.
એમ આપણા હાજર ઇમામનું ફરમાન મુબારક છે.
નાતેકલ કુરઆન–તે હાજર ઇમામ છે.



## પાઠ ૮ પીર.

પીર એટલે ગોધગુરૂ અથવા દાઇ.
પીરની નીમણુંક હાજર ઇમામ કરી શકે છે.
નબી સાહેબના જમાના પછી પીર સદરદીન ૨૬ મા પીર છે.
એ વખતના હાજર ઇમામ શ્રી ઇસલામશાહ હતા.
ઇસલામ શાહ ૩૦ મા ઇમામ છે.
એવણ ઇરાન દેશમાં રહેતા હતા.
ઇસલામ શાહે પીર સદરદીનને હિંદુસ્તાનમાં મોકલ્યા હતા.
પીર સદરદીને આપણા વડીલોને ઇસલામની રોશની આપી.

સત્યપંથ એટલે સાચો રસ્તો બતાવ્યો.
જે દીન ઇસલામનો પવિત્ર ઇસમાઇલી પીરકો છે.
આપણા વડીલો હિંદુઓની જુદી જુદી જ્ઞાતિના હતા.
એકત્ર કરી "ખોજા" જ્ઞાતિનો લકબ પીર સદરદીને આપ્યો.
"ખોજા" એટલે ખોજ કરીને સત્ય દીન મેળવનાર.
ખોજા કોમ પર પીર સદરદીનનો મ્હોટો અહેસાન છે.
જેમણે બુતપરસ્તી મુકાવી હકદીનની હિદાયત કીધી.
પીર સદરદીને અલી નબીની આલ પાકની ઓળખાણ કરાવી.
અલીની આલમાં ત્રીસમાં ઇમામ ઇસલામ શાહ બતાવ્યા.
ગાદી નશીન હાઝર ઇમામની ફરમાં બરદારી કરવા સમજાવ્યું.
હમણા હજરત અલી મુરતજાની ગાદી પર ૪૮ મા ઇમામ છે.
તેમનું નામ મુબારક મૌલાના આગા સુલતાન મહમદ શાહ છે.
તે હાઝર ઇમામ હાદીયુલ મહેંદી છે.



## પાઠ ૯ ખાનું.

પીર સદરદીન સાહેબે ઇબાદત કરવાની જગ્યા મુકરર કરી આપી.
તેનું નામ "ખાનએ ખુદા" એટલે ખુદાનું ઘર.
"ખાનએ ખુદા" તેને ટુંકા બોલમાં "ખાનું" કહેવામાં આવે છે.
જમાત એ જગ્યામાં બંદગી કરવા એકઠી થાય છે.

એ પરથી એ જગ્યાને "જમાતખાનું" પણ કહીએ છીએ.
એ જગ્યાએ બંદગી થાય, ખુદાને સુજીદો કરવામાં આવે;
તે જગ્યા ખુદાનું ઘર કહેવાય, તે પવિત્ર જગ્યા છે.
જમાતખાનાની પવિત્ર જગ્યાએ સવારસાંજ હંમેશ જાઓ.
પવિત્ર મકાનમાં મન શાન્ત રહે છે.
ખુદાની બંદગી કરવામાં મનની શાન્તીની ખાસ જરૂર છે.
ખાનામાં જઇ શાન્ત ચિત્તે બંદગી કરો.
ઇલ્મ વંચાય કે વાએજ થાય તે ધ્યાનથી સાંભળો.
ખાનાના પવિત્ર મકાનની ઘણી અદબ રાખો.
ખાનામાં આવીને વાતો કરવી બીલકુલ વાજીબ નથી.
ખાનામાં બેસી ઝોકાં ખાવાં કે સુઈ રહેવું તે બેઅદબી છે.
અલ્લાહના ઘરની બેઅદબી થાય તે ગુનાહ છે.
હાથ પગ ધોઇ પાક સાફ થઇ જમાતખાનામાં જવું,
જમાતખાનામાં અદબથી બેસવું.



## પાઠ ૧૦ બંદગી.

ખુદાના અહેસાનનો વિચાર કરો.
આપણા પર અલ્લાહ પાકના અગણિત અહેસાનો છે.
આપણે તે અહેસાનોનો કંઇ બદલોવાળી શકીએ નહિં.

પણ આપણે અલ્લાહના ઉપકારો ભુલી જવા ન જોઇએ.
હંમેશાં અલ્લાહ પ્રત્યે શુકરાંનાંનો સુજીદો કરવો.
દીલના ખરા પ્રેમથી અલ્લાહને યાદ કરવો, તેને બંદગી કહે છે.
ખુદાની બંદગી કરવાની ફરજ બધા માણસો પર છે.
દરેક કોમ જુદી જુદી રીતે અને જુદા જુદા નામે તેને ભજે છે.
સવાર અને સાંજ એ બંદગીના ઉત્તમ ટાઇમ છે.
પીર સદરદીને આપણને એ વખતે બંદગી કરવા ફરમાવ્યું છે.
સવારથી સાંજ સુધી હલાલ રીતે દુનિયાનો ધંધો કરો.
સાંજના જમાતખાને આવી બંદગી કરવી.
રાતના આરામથી સુઇ આસાએશ લીધા પછી,
પરોઢીયાના નુરી ટાઇમે જમાતખાને આવી બંદગી કરવી.
આ બંદગી તે ત્રણ વખતની દુવા છે.
સાંજી તથા સોમણી તે સાંજના ગુજારવી.
સબુહની દુવા તે પરોઢીએ ગુજારવી.
દુવા નહિ પઢનાર અલ્લાહ તઆલાના અહેસાનો ભુલી જાય છે.
તે અલ્લાહના અનુપકારી થઇ પોતાના નફસ પર જુલમ કરનાર છે.
ભાઇઓ ત્રણ વખતની દુઆ બંદગી ગુજારવામાં આળસ કરશો નહિ.



## પાઠ ૧૧ પીર સદરદીનની શિખામણ.

સતગુર તણી શિખામણ સાચી,
સાંભળો રીકીશરો મિલો મન રાચી.
દિન ઉગે કરો ધરમસું ધંધા,
સાંજ પડે થઇ રહો સાહેબજીકા બંદા.
ગતમાં આવી કહો હય જંદા,
મુનિવર કેરી એ છે સંજા.

× × × ×

સો ગાળ સાંખી ક્રોધ ન કરીએ,
અવગુણ કરે તાસું ગુણ કરીએ.
આપણાથી નાનેરો રાઇ,
તેને કહી બોલાવો મોટેરો ભાઇ.
મીઠે વચને બોલાવો વીરા,
તો તમારે મુખડે ઝળકે હીરા.



## પાઠ ૧૨ નેકી.

વહેવારમાં પ્રમાણિક રહેવું.
હંમેંશા સાચું બોલવું.

ભૂલ છુપાવવા જુઠું બોલવું તે બાયલાપણું છે.
સાચને કદિ આંચ નથી.
અંતે સત્યનો જય છે.
કદિ ગુસ્સે થવું નહિ.
કોઈના પર જુલમ કરવો નહિં.
કોઇની નિંદા કરવી નહિં.
કોઇના પર આળ ચડાવવું નહિં.
સર્વથી હળીમળીને ચાલવું.
આખી જગતનું ભલું થાઓ, એમ ઇચ્છવું.
પરોપકારનાં કામો કરવાં.
અહંકાર કરવો નહિં.
કોઇની અદેખાઇ ન કરવી.
કોઇને કંઈ ઇજા ન કરવી.
નીતિ નિયમો પાળનાર પર અલ્લાહ રાજી રહે છે.
નીતિવાળાઓનું આ લોકને પરલોકમાં ભલું થાય છે.
ખુદા પસંદ નેક કામો કરવાં.



## પાઠ ૧૩ પવિત્રતા.

મન હંમેશાં પવિત્ર રાખવું.
દિલમાં ખરાબ વિચારો ન કરવા.

જેવા વિચાર, તેવા ઉચ્ચાર ને તેવાં આચરણ.
મનને પવિત્ર રાખવા સંયમ કરતાં શીખો.
અસત્ય અને અપ શબ્દો બોલવા નહિ.
સત્ય બોલનાર પવિત્ર મનવાળાથી કોઇપણ ગુનાહ થતો નથી.
જેમ શરીર શુદ્ધિ માટે પાણીની જરૂર છે.
તેમ મન શુધ્ધિ માટે બંદગી રૂપી પાણીની જરૂર છે.
એ વિષે જ્ઞાને શરીફમાં પીર ફરમાવે છેઃ—

કીસકા મેલ કીસસેં જાવે,
દીલકા મેલ જીકરે ગમાવે.

જીકર એટલે ખુદાની સીફત યાદી અથવા બંદગી.
બંદગી હરરોજ સવાર સાંજ કરવી જોઇએ.
બંદગી કરી અલ્લાહ પાસે માગવું કેઃ—

હે ખુદા, અમારૂં મન પવિત્ર બનાવ.
અમને ખરેખરા ઇનસાન બનાવ.

પવિત્ર મનમાં ક્રોધ કે હઠ આદિ દુર્ગુણો ન હોય.
પવિત્ર મનમાં કીનો ને હશદ ન હોય.
પવિત્ર મનવાળો ગુનાહનું કોઇ કાર્ય ન કરે.



# પાઠ ૧૪ પવિત્ર ક્રિયાઓ.

વજુ—પવિત્ર મકાનમાં „અપવિત્રપણે જવું સારૂં નથી, માટે હંમેશાં સવાર સાંજ જમાતખાનામાં આવતાં પ્રથમ હાથ પગ મોંહ ધોઇ નજાસતથી પાક થવું.

હુયજંદા—જમાતખાનામાં દાખલ થતાં "હુયજંદા બોલવું" એટલે સામેથી "કાયમ પાયા" સંભળાશે. એનો અર્થ એ છે કેઃ—ખુદાઇ નુર હાઝર ઇમામ હંમેશાં હૈય્યાત અને કાયમ છે, તે નુરની અમને ઓળખાણ થઇ છે.

દુવા કરાવવી—તે પછી મુખી સાહેબના સામે ઉભા રહી હાથ જોડી "તોબો તોબો તકસીરદાર બંદો સીરતાપા ગુનેહગાર" બોલવું, ને દુવા કરાવવી આ વખતે મુખી સાહેબ કહે છે કેઃ "નિય્યત મુરાદ કબુલ" આ બધાનો અર્થ એ છે કે, "હું તકસીરદાર બંદો માથાથી પગ સુધી ગુનેહગાર છું" એમ કહેવામાં આવે તેના જવાબમાં "તમારા દીલની ઉમેદો પુરી થાય એમ મુખી સાહેબ દુવા કરે છે. આવી રીતે દુવા કરાવવાથી આખા દિવસના અજાણપણામાં થયેલા ગુનાહ બળી જાય છે. જેમ જ્ઞાને શરીફમાં પીર ફરમાવે છે કેઃ—

ગતમાં આવીને કરાવો દુવા,
તો પ્રાચત જાય, નિર્મલ થાય તારા જીવના વધાવા.



## પાઠ ૧૫ ચોકખાઇ.

શરીર સ્વચ્છ રાખવાની ઘણી જરૂર છે.
હરરોજ એક વખત ન્હાવાની ટેવ રાખવી.
બે ચાર લોટા પાણી અંગપર નાખ્યાથી ન્હાવાની મતલબ સરતી નથી.
સાબુ કે મેલ કાપનારી કોઇ ચીજ શરીર પર લગાડવી.
પછી ખુબ અંગ મસળીને ન્હાવું.
આમ ન્હાવાથી શરીર પરનો મેલ નીકળી જાય છે.
ન્હાયા પછી કરકરા કપડા વડે ડીલ લુછવું.
કપડાં સાફ ધોએલાં પહેરવાં.
રહેવાની જગ્યામાં કે આંગણામાં ગંદવાડ રાખવો નહિં.
સુવાની જગ્યા હવાઉજાસવાળી પસંદ કરવી.
બીછાનું સ્વચ્છ રાખવું.
પોતાના વપરાસની દરેક ચીજ ચોકખી રાખવી.
ગંદી જગ્યામાં બેસવું નહિ.
મેલાં કપડાં કદિ પણ પહેરવાં નહિ.
શરીર પર મેલ રહે તો ગુમડાં થાય.
મેલાં રહેવાથી બીજાં ઘણાં દર્દો થાય છે.
હાથ પગ મોઢું વિગેરે સ્વચ્છ રાખવું.
દાતણ કરવાની ટેવ રાખવી.

——:o:——

## પાઠ ૧૬ આરોગ્યતા. ભાગ ૧ લો.

ખોરાક સાદો અને સાત્વિક લેવો.
દરરોજ નિયામત વખતે જમવું.
બધા કરતાં દુધને દુધનો ખોરાક ગુણકારી છે.
વાસી ખોરાક કદી ખાવો નહિ.
ખાતી વખતે ઉતાવળ કરવી નહિ.
ખોરાક બરાબર ચાવીને ખાવો.
દાંતની સંભાળ રાખવી.
ગરમ ચાય, પાન સોપારી દાંતને નુકસાન કરે છે.
ચાય પીવી સારી નથી.
ઘણી ઉકાળેલીને દુધ વગરની ચાય નજ પીવી.
ચાય કરતાં દુધ પીવું એ બધી રીતે સારૂં છે.
તાજાં ફળ ખાવાં ઘણાં સારાં છે.
તાજી લીલોતરી ખાવી ફાયદાકારક છે.
ખાતાં ખાતાં પાણી પીવું એ ઠીક નથી.
ખાઇ રહ્યા પછી અર્ધા કલાક સુધી પાણી પીવું નહિ.
પાણીને સ્વચ્છ કરી પીવું.
પાણીને ગરમ કરી ગાળી લીધા પછી ઠંડુ પાણી પીવું.



## પાઠ ૧૭ આરોગ્યતા, ભાગ ૨ જો.

હરરોજ નિયમિત કસરત કરવી.
કસરતથી ખાધેલું પચે છે, ને શક્તિ વધે છે.
"કસરત કર્યા વગર ખાવું ને વૈદ્યને ઘેર જાવું."
ઉપલી કહેવત હંમેશાં યાદ રાખવી.
રાતના વહેલા સુઇ જવું.
પરોડીયે વહેલા ઉઠવું.

"રાતે વહેલા જે સુવે વહેલા ઉઠે વીર,
બળબુધ્ધિને ધન વધે સુખમાં રહે શરીર."

હંમેશાં છથી આઠ કલાક નિંદ્રાની જરૂર છે.
પહેલું સુખ જાતે નર્યા, આસુત્ર ભુલવું નહિ.
રોગ થયા પછી તેનો ઇલાજ કરવો એ કરતાં:—
રોગ ન થાય એમ વર્તવું એ બહેત્તર છે.
અજાણી ચીજ ખાવી નહિ.
કોઇ પ્રકારનું વ્યસન કરવું નહિ.
ઉઘાડે પગે ચાલવું નહિ.
તંગ કપડાં કે જોડા પહેરવા નહિ.
આરોગ્યતાના બધા નિયમોનું પાલન કરવું.

# પાઠ ૧૮ માબાપની સેવા.

હસનઅલી અને કાસમઅલી બન્ને સગા ભાઇઓ હતા, પણ તેઓના સ્વભાવમાં જમીન આસમાન જેટલો ફરક હતો. હસનઅલી માબાપની સેવા કરનાર હતો તે તેઓનો હરેક હુકમ માનતો. ન્હાનાં ભાઈભાંડુઓને સંભાળતો. માબાપ બતાવે તે કામ ખંતથી કરતો. માબાપ તેના પર રાજી રહેતાં ને તેને દુવા આપતાં.

કાસમઅલીની રીતભાત હસનઅલીથી તદન ઉલટી હતી. તે માઆપની સામે થતો, માબાપનું કોઈ કામ ન કરતો. સારૂં સારૂં ખાવાનું અને સારાં સારાં કપડાં અપાવવાની હઠ કરતો, અને બીજી ઘણી રીતે કનડતો. માબાપ તેનાથી બેજાર રહેતાં અને તેઓનું મન બળતું.

બન્ને છોકરા ઉમરલાયક થતાં તેઓને પરણાવ્યા, મિલ્કતની વહેંચણી કરી આપી, તે બાદ તેમનાં માબાપ કાળે કરી દુનિયાં છોડી ગયાં.

હસનઅલીને વેપારમાં ખુદાએ બરકત આપી. તે માલદાર અને ઇજતવાન થયો. તેની સ્ત્રીને છોકરાં ફરમાન બરદાર હતાં, જેથી તેનો ઘર સંસાર સુખી નિવડયો અને લોકોમાં આબરૂ વધી.

કાસમઅલીની સ્ત્રી કજીયાખોર ને છોકરાં સ્વચ્છંદી હતાં, તે જુગાર રમતા, ઘરમાંથી ને દુકાનમાંથી પૈસા ચોરી જતા. ઘરના સંતાપથી કાસમઅલી હંમેશાં બેચેન રહેતો. અંતે તેને અસાધ્ય વ્યાધિ લાગુ પડતાં તેનું અકાળ અવસાન થયું.

આ બે ભાઇઓની હકીકત પરથી માણસો ખુલ્લી રીતે કહેતાં કે:—

માબાપની દુવાથી હસનઅલીની દુનિયાં અને દીન બન્ને સુધર્યાં અને માબાપને દુઃખ દેનાર કાસમઅલીનું બધું બગડયું.



## પાઠ ૧૯ સંપ.

આપણા હાઝર ઇમામનાં ફરમાન મુબારકનાં પુસ્તકો વાંચતાં તમને જણાશે કે, તેમાં અમુલ્ય બોધ ભરેલો છે, દરેક બોલો હીરા અને મોતી જેવા છે હળીમળીને ચાલવા વિષે તેમાં બધા કરતાં વિશેષ ભલામણ કરવામાં આવી છે, સંપ વિષે એક દ્રષ્ટાંત ફરમાવવામાં આવ્યું છે, તે આ પ્રમાણે છે:-

સો માણસો સાથે ચાલ્યા જતા હતા, તેઓની સાથે માલ હતો. તેઓને પાંચ ચોર મલ્યા, તેઓએ સો જણાને લુંટી લીધા. જ્યારે સો જણ શહેરમાં પહોંચ્યા ત્યારે લોકોએ તેઓને પુછયું કે:—તમો સો જણ છો છતાં તમોને પાંચ

જણે કેમ લુંટી લીધા? તેઓએ જવાબ આપ્યો કેઃ—અમો સો જણ હતા પરંતુ અમારાં દીલ જુદા જુદા હતા, અને ચોર પાંચ હતા પણ તેઓ એક દીલ હતા, તેથી તેઓએ અમોને લુંટી લીધા.

આ પંજેભાઇઓનું દ્રષ્ટાંત છે. પંજામાં પાંચ આંગળી છે. આખો પંજો સાથે છે, તો કેટલી કુવ્વત ધરાવે છે! પંજેભાઇઓ એક દીલીથી ચાલશો તો ઘણીજ કુવ્વત પ્રાપ્ત થશે.



## પાઠ ૨૦ સોબતની અસર.

હક મૌલાના સરકાર આગા સુલતાન મહમદશાહ દાતાર હાજર ઇમામે ફરમાવ્યું કે, હજરત પેગમ્બર પોતાના અસહાબો સાથે એક રસ્તે થઇને ચાલ્યા જતા હતા, ત્યાં સામેથી એક માણુસ આવતો દીઠો. તેને જોઇ તેઓ નાઠા. જેમ વાઘને જોઇ માણુસ નાસી જાય છે, તેમ વાટ છોડી માઇલ બે માઇલ દુર ભાગી ગયા. અને ત્યાં ઉભા રહ્યા. અસહાબો ત્યાં જઇ પહોંચ્યા અને નાસી જવાનું કારણ પૂછયું કે, તમે વાઘ અને સિંહથી ડરતા નથી ત્યારે આ ફકીર જેવા માણુસને જોઇ કેમ નાસી ગયા? હજરત ઇસા અ. મે અસહાબોને સમજાવ્યું

કે, તે ફકીર જેવો માણુસ ઘણો નાદાન હતો. તે માણુસના કાનમાં કોઇ ઇલ્મની વાત જઇ શકે તેમ નહોતું, તેથી તે નાદાન જાહેલ પાસે ન જતાં ભાગી છુટયા.

નાદાન જાહેલથી દુર નહિ ભાગી છુટો (તેની દોસ્તી કરશો.) તો તમો તેની બાજી ખાઇ જશો, અને તમે પણ નાદાન થઇ જશો. નાદાનની દોસ્તીથી તમે ખરાબ થઇ જશો. નાદાન એ ઇલમ માણુસથી દુર રહેવું ઘણું સારૂં છે.



# ઇસમાઇલી શિક્ષણ માળા.

## ભાગ ૨ જો.

### પાઠ ૧. અરદાસ.

અલ્લાહુના નામથી શરૂ કરૂં છું જે દયાળુ ને માયાળુ છે. ધર્મના દિવસનો ધણી, અમે તારીજ ભક્તિ કરીએ છીએ, અને તારીજ મદદ માગીએ છીએ. અમને સત્યપંથ દેખાડ, કે જે પંથ પાળનારા ઉપર તેં પ્રસન્ન થઇ તેને ન્યામત આપેલ છે. પણ જેના ઉપર તેં કોપ કર્યો છે, અને જે સત્યપંથથી વિમુખ રહી ભટકયા છે, તેનો રસ્તો દેખાડીશ નહિ.

ઓ, એકરૂપે ક્રમવાર પ્રકટ રહેલા જગતના જીવન રૂપ ખુદાઇ નુર, હું તને શુદ્ધ ભાવથી નમન કરૂં છું. તારા ઉપરના નિર્મળ પ્રેમની નિશાની તરીકે મારૂં તન, મન, અને ધન તને અર્પણ કરવાનો કોલ ( બય્યત ) આપું છું. તારા નુરાની દીદારની તલબ એજ મારી બંદગી અને એજ મારી મુક્તિ. મને દયા કરી તારા કૃપાપાત્ર ભકતોના સંઘમાં ભેળવ, અને તારો કોપ પામનાર ભટકતા અજ્ઞાનીયોથી બચાવ.

"તે પહેલો અને છેલ્લો, અને જાહેર અને છુપો છે, અને તે સર્વ ચીજ જાણનાર છે." (સુરતુલ હદીદ આયાત ૩.)

——:o:——

## પાઠ ૨. ઉસુલેદીન.

ઉસુલેદીન યાને દીનનાં મુળતત્વો પાંચ છે, તેનાં નામ અને સમજણઃ-

૧ તોહીદ. ૨ અદલ. ૩ નબુવત. ૪ ઇમામત. ૫ કયામત.

૧ તોહીદ—ખુદા એક છે તે નુર રૂપે અખંડ પ્રકાશે છે.

૨ અદલ—ખુદા ઇન્સાફી છે, કોઇના પર જુલમ કરતો નથી. બંદો ફએલ મુખત્યાર છે. જેવું કરે તેવું પામે.

૩ નબુઅત—જગતની ઉત્પતિ પછી દરેક કોમોને તેમની ભાષામાં ઉપદેશ દેવા પરવરદેગારે એક લાખ ચોવીસ હજાર પેગમ્બરો મોકલ્યા છે. પહેલા હજરત આદમ અ૦ અને સૌથી છેલ્લા હજરત મોહમ્મદ મુસ્તફા સ૦ છે. તે ખાતે મુન અંબીયા છે, એટલે તેમના પછી કોઇ પેગમ્બર થનાર નથી.

૪ ઇમામત—ખુદાઈ નુર એક પછી એક ઇન્સાનના જીસમમાં હંમેશાં દુનિયાં પર પ્રકટ રહે છે, તેને ઇમામ

કહે છે. નબી મોહમ્મદ મુસ્તફા સ૦ પછી પહેલા ઇમામ હજરત અલી થયા. અને તેની પવિત્ર આલમાં ૪૮મી પેઢીએ હાલના ઇમામ મૌલાના સુલતાન મોહમ્મદશાહ દાતાર હાઝર ઇમામની આલ કયામત સુધી કાયમ રહેશે.

૫ કયામત–મરણ બાદ કરેલાં કર્ત્તવ્યોનો જવાબ દરેક ઇન્સાનને દેવો પડશે. તે હિસાબ દેવાના વખતને કયામત કહે છે.



## પાઠ ૩ ફુરૂએદીન.

ફુરૂએદીન એટલે દીનની શાખાઓ ૬ છે. તેનાં નામ, અને સમજણઃ—

૧ નિમાજ, ૨ રોજા, ૩ હજ, ૪ જકાત, ૫ ખુમ્સ, ૬ જેહાદ.

ઇસલામી ઉલમાઓએ યોજેલી ઉપલી ૬ ફુરૂઓને આપણા બોધ ગુરૂઓએ નીચેના સ્વરૂપમાં બતાવી છે.

૧ દુવા, ૨ વ્રત–પરહેજગારી. ૩ દરખાનું, ૪–૫ દશોંદ. ૬ સંયમ.

૧ દુવા–ખુદાની બંદગી, દરરોજ ત્રણ વખત પડવાની દરેક

ઇસમાઇલી પર ફરજ છે તેના ટાઇમ ૧ સબુહની દુવા
૨ સાંજની દુવા ૩ સોમણીની દુવા.

૨ વ્રત પરહેજગારી—જે કામ કરવાની ખુદા રસુલ અને ઇમામે મના કરી હોય, તે હરગીજ ન કરવું, એવી ટેક પાળવી.

૩ દરખાનું—જે ઇમામનો વારો હોય, તેની દરેક મુરીદે એક વખત જરૂર બય્યત કરવી જોઇએ. એટલે ઇમામના મુરશીદપણાનો ઇકરાર કરી, તેમનો હુકમ માનવાની કબુલાત આપવી.

૪—૫ દશોંદ—કમાણીનો આઠમો ભાગ ચોકખો હિસાબ કરીને જમાનાના ઇમામને ભેટ કરવો.

૬ સંયમ—કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો જ્યારે ગુનાહનાં કામો કરવા લલચાવે ત્યારે સત્યના હથિયારોથી તેના સામે થઇ, કુવિચારોનો ક્ષય કરવો—આનફસ સામેની લડાઇને જેહાદે અકબર કહે છે.



## પાઠ ૪ તોહીદ. (ઉસુલ ૧.)

નીરાકારના અંધકારમાંથી "હુ" એ શબ્દ રૂપી નુર પ્રથમ પ્રકટયું. એ નુરથી નબી મોહમ્મદ મુસ્તફા સ૦ નું નુર

સૃજ્યું, અને નબીના નુરમાંથી બધી આલમ બનાવી. નુર રૂપે પ્રકટ થયેલ ખુદા જગતમાં અજવાળા રૂપે અખંડ પ્રકાશી રહ્યો છે. તે વિષે કુરઆને શરીફ સુરે નુરની આયાત ૩૫ માં આ પ્રમાણે છે કે :—

"અલ્લાહ, આકાશો અને પૃથ્વીનું નુર છે. તે નુરનું દ્રષ્ટાંત એક ગોખલા જેવું છે. કે જેમાં દીવો છે. જે દીવો એ કાચ (ના ફાનસ)માં છે, કાચ જાણે કે એક ચકચકિત તારો હોય તેવો છે. તે પવિત્ર મુબારક ઝાડ(ના તેલ)થી સળગાવવામાં આવે છે. તે જીત વૃક્ષ છે. તે ઝાડ પૂર્વ દિશાનું નથી, અને તેમજ પશ્ચિમ દિશાનું પણ નથી. તેનું તેલ લગભગ પોતાની મેળે સળગે એવું છે. અગર જોકે તેને આગ અડકી ન હોય. તે સફાઇને લીધે પ્રકાશ ઉપર પ્રકાશ છે. ખુદા પોતાના નુર વડે જેને ચાહે છે તેને રસ્તો બતાવે છે."

ઉપલી આયાતમાં જ્યાં "પ્રકાશ ઉપર પ્રકાશ" એવો અર્થ કરવામાં આવેલ છે, તે મુળ શબ્દો "નુરન અલા નુર" છે. જેથી મતલબ, એક પછી એકમાં નુર પ્રકટે છે, એ છે, અને ખુદા પોતાના નુર વડે જેને ચાહે છે તેને રસ્તો બતાવે છે. એમ કહેવામાં આવ્યું છે તે ખુદાઇ નુર એજ છે, તે ખુદાઇ નુર એજ ઇમામ. આથી સિધ્ધ થાય છે કે :— હિદાયતના ચિરાગ ઇમામમાં ખુદાઇ નુર દર જમાનામાં

જલવાગાર હોય છે. ઇમામનું જીસમ કાંઇ ખુદા નથી પણ ઇમામમાં ખુદાઇ નુર છે, એજ તોહીદના ઉસુલનો ખરો ભેદ—સાર (તત્વ) છે.



## પાઠ ૫ અદલ, ( ઉસુલ ૨. )

ઈમાનદારોને વાજબ છે કે જેમ ખુદાની વહદાનિયતનો ઇકરાર કરવો તેમ ખુદાવંદ તઆલા ઇન્સાફી છે, એમ માનવું. ખુદા કોઇના પર જુલમ કરેજ નહિ. દરેક માણસ પોતાની કરણીના ફળ પામે છે, એ વાત પણ સર્વ માન્ય છે. સુકૃત્ય કરનાર જન્નતનાં સુખ પામશે અને પાપ કરશે તે દોઝખમાં બળશે, એમ દુનિયાં પરના બધા ધર્મોપદેશકોનો બોધ છે, તે સત્ય છે, આપણા બોધગુરૂ પીર સદરદીન સાહેબે ફરમાવ્યું છે કે :—

વાવસો તેવું લણસો, આ સંસારિયા માંહિ;
વણવાવ્યાં જેણે લણ્યાં તે પીર કહે મુજને દેખાડો.

મોમનપણાની એક નિશાની એ છે કે, ખુદાએ તેને જેવી સ્થિતિમાં મુકયા હોય તે પર સંતોષ રાખી પ્રમાણિકપણે રહે; અને જાણે કે સુખ દુઃખ, હાનિ લાભ, એ પોતાનાંજ કર્તવ્યોનું પરિણામ છે. માટે અસત્ય આચરણથી ઉન્નતિ

ઇચ્છી પાપ કર્મ કરવાં તે ગુનાહોની મ્હોટી જવાબદારી માથે લેવી છે, અને તેનાં ફળ આ દુનિયામાં કે પેલી દુનિયામાં ભોગવવા પડશે. એ લક્ષમાં રાખી સચ્ચાઇથી વર્તન કરનાર શખ્સજ ખુદાના આદીલપણાનો ખરેખરો કાએલ છે.



## પાઠ ૬ નબુવત. (ઉસુલ ૩.)

દુનિયાની ઉત્પતિ પછી મનુષ્યોને હકરાહ દેખાડવા માટે ખુદાવંદ તઆલાએ દરેક કોમને પોતાની ભાષામાં હિદાયત મળે તે માટે હાદી મોકલ્યા છે. જેમ ખુદા પાક ફરમાવે છે કેઃ

"દરેક કોમ પર તેઓની ભાષા સાથેજ અમે પેગમ્બરો મોકલ્યા છે, એટલા માટે કે તે તેઓના માટે વર્ણન કરે." (સુરે ઇબ્રાહીમ આયાત ૪.)

બધા મલી એક લાખ ચોવીસ હજાર નબીઓ થયા છે. સૌથી પહેલા હજરત આદમ અ૦ અને સૌથી છેલ્લા હજરત મોહમ્મદ મુસ્તફા સ૦ એવણ ખાતે મુન અંબીયા છે, એટલે તેના પછી કોઇ નબી થનાર નથી.

છેલ્લા નબી પછી, અલ્લાહ તઆલા તરફથી હિદાયતનું કામ કરનાર ઇમામ છે. જેમકે નબી મોહમ્મદ મુસ્તફા સ૦ એ પોતાના અંતિમ વખતે, આખરીહજથી પાછા ફરતાં

ગદીરે ખુમની જગ્યા પર પોતાનું ચાર્જ હજરતઅલી અ૦ ને સોંપ્યું હતું. આપણા બોધગુરૂ પીર સદરદીન સાહેબ ફરમાવે છે કે:—

નબી મહમદ બુજો ભાઇ, તો તમે પામો ઇમામ.



## પાઠ ૭ ઇમામત. (ઉસુલ ૪.)

હજરત નબી મોહમ્મદ મુસ્તફા સ૦ જ્યારે આ દુનિયાં છોડી જનાર હતા, ત્યારે તે પહેલાં હજથી પાછા ફરતાં ગદીરે ખુમ નામની જગ્યા પર તેમને ખુદાઇ સંદેશો મળ્યો કે, હજરત મૌલા અલીને તમારા વસી જાહેર કરી દીઓ. જેમકે:—

"હે પેગમ્બર, ત્હારા પરવર દેગાર તરફથી જે સંદેશો તારા તરફ નીચે મોકલવામાં આવ્યો છે, તે તું પહોંચાડ અને જો તું તેમ નહિ કરે તો, તેનો સંદેશો તેં પહોંચાડયો નથી. અને ખુદા તને માણુસોથી બચાવશે. ખરેખર ખુદા કાફેર કોમને રસ્તો બતાવતો નથી" (સુરે માયદા આયાત ૬૭.)

ઉપર મુજબ હુકમ થતાં એ જંગલમાંજ સભા ભરવામાં આવી જેમાં લગભગ સવા લાખ મુસલમાનોની હાજરી હતી. ઉંટોના કજાવાનું મેંબર બનાવી તે પર હજરત અલી અ૦ ને તેડી જઇ, સૌને બતાવી, ખુદાઇ સંદેશો સંભળાવી ફરમાવ્યું

કે:—"જેનો હું મૌલા છું તેનો અલી મૌલા છે" વિગેરે.

પછી હજરત અલી અ૦ને ફરમાવ્યું કે, "યા અલી તમે મારા ભાઇ છો, મારા વસી વારેસ છો." વિગેરે, હાજરીન મુસલમાનોએ હજરતઅલીની બય્યત લીધી. આવી રીતે મૌલા મુરતઝા અલી પહેલા ઇમામ થયા તેમના પછી પહેડી દર પહેડી આજ સુધી ઇમામત કાયમ છે, અને કયામત સુધી કાયમ રહેશે, એમ પેગમ્બરે ખુદાનું ફરમાન છે. હજરતઅલી અ૦ થી ૪૮ મી પેઢીએ હાલના જમાનાના ઈમામ આગા સુલતાન મોહમ્મદશાહ, હાજર ઈમામ છે.

———*———

## પાઠ ૮ કયામત. (ઉસુલ ૫)

ઇન્સાનની કરણીના હિસાબનો દિવસ તે કયામત. તેના બે પ્રકાર કહ્યા છે. કયામતે સુગરા અને કયામતે કુબરા. માણુસ મરણ પામે તે વખતે તેનાં કર્ત્તવ્યો જોઇ ઇન્સાફ કરી યોગ્ય બદલો આપવામાં આવે, તે કયામતે સુગરા એટલે નાની કયામત જેમ પીર બાબાપે જ્ઞાને શરીફમાં ફરમાવ્યું છે કે:—

રોજ કયામત દહાડો આવશે અવતારે અવતાર,
સાહેબ લેખાં માગશે એ નિશ્ચે જાણો નિરધાર.

સૃષ્ટિના અંતિમ દિવસે આખી આલમને એક જગ્યાએ ભેળા કરી હિસાબ પુછવામાં આવશે, તે દિવસની લંબાઇ પચાસ હજાર વર્ષની થશે. તે કયામતને, કયામતે કુબરા એટલે મોટી કયામત કહે છે. તે દિવસ સુરજ સવા નેજા પર આવી તપશે. પૃથ્વી તપીને ખુરામાંથી તપેલું લોઢું કાઢે તેવી થશે. પાપી લોકો તે સખત ગરમીમાં તપશે. પણ ધર્મિષ્ટ માણુસો ઇમામના શિતળ છાયાવાળા છત્ર નિચે હશે. જેમ જ્ઞાને શરીફમાં કહયું છે કેઃ—

સતપંથીને શીર છત્ર ઢળશે, તેને અગ્નિ નહિ લુપે લગાર;
મહા દિન તેને એળે જાશે, બેસશે શાહા પીરને પાસ.

હિસાબના અંતે નેક લોકોને જીન્નતમાં દાખલ કરવામાં આવશે, અને પાપીઓને દુઃખભરી દોઝખમાં મોકલવામાં આવશે.

આખરના દિવસનું યકીન રાખવું. ખુદાનો ખોફ દીલમાં કાયમ રાખી, કુડ કપટ, દગા ફટકા કે જુલમનાં કામોથી દુર રહી હંમેશાં નેકીને પરોપકારનાં કામો કરવાં.



## પાઠ ૮ દુવા (ફુરૂઅ ૧)

હરરોજ સબુહની, સાંજની અને સોમણીની એમ ત્રણ વખતની દુવા યાને બંદગી ગુજારવાની દરેક ઈસમાઇલી

મુરીદની પહેલી ફરજ છે, અને તે બંદગી કરવા માટે મુકરર કરેલા મકાન–જમાતખાનામાં જમાત સાથે દુવા ગુજારવી તેમાં ઘણો સવાબ છે. પણ કોઇ અડચણના કારણે જમાત-ખાને ન પહોંચી શકાય, તો ઉપલા ટાઇમે જ્યાં હોઇએ ત્યાં દુવા પડી લેવી જોઇએ. અગર દુવાના બોલો પડતાં આવડતાં ન હોય તો "પીર શાહ"ના નામની પાંચ તસબી પડી પાંચ સુજીદા દેવાથી દુવા કબુલ થાય છે. એમ આપણા હાઝર ઇમામે મુરીદો પર રહેમતની નવાજેશ કરી ફરમાન મુબારક કરેલ છે. પણ દરેક ઇમાનદાર માણસે પોતાના પરવરદેગારની યાદી ઉપલા વખતે કરવાની ટેવ પાડવી જોઇએ, અને તે ટેક કદી ચુકવી નહિ જોઇએ, એ હાઝર ઇમામના ઉપલા ફરમાનનો મતલબ સમજાય છે.

આપણી પાક દુવામાં ૧ ખુદાવંત તઆલાની બુઝોરગી અને વખાણ. ૨ બંદાની તોબાહ અને આજીજી. ૩ હાઝર ઇમામના વસીલાથી દુવા કબુલ થવાની વિનંતિ. ૪ પોતાના માટે રહેમત અને બક્ષિશ. ૫ આખી મખલુક માટેની ભલી દુવાઓ. આવા પાંચ મુદ્દાઓ જોવામાં આવે છે.



## પાઠ ૧૦ દુવા ભાગ ૨ જો.

આપણા પાક શીયા ઇમાની ઇસમાઇલી મઝહબની બંદગી જે રૂપમાં આપણા બોધગુરૂ પીર સદરદીન સાહેબે ફરમાવી છે, તેને "દુવા" એવું નામ આપેલું છે. એ દુવામાં ઉપરના પાઠમાં બતાવેલ પાંચે મુદ્દાનો ઘણી વાજબી રીતે સમાવેશ થએલો છે. જેમકે:—

૧ સચ્ચો વચન સુબહાન અલ્લાહ, તથા લાઇલાહા ઇલલ્લાહુલ હૈય્યુલ કૈય્યુમ, વિગેરે પાઠોમાં ખુદાવંદ તઆલાની બુઝોરગી વખાણવામાં આવી છે.

૨ તોબો તોબો તકસીરદાર અને ઇન્નીકુન્તો મિનઝઝાલેમીન, વિગેરે પાઠો બંદાની ગીરીયાજારીથી ભરપુર છે.

૩ દુવામાં સત્તર સુજીદા છે એ સત્તર ઠેકાણે પાક હાઝર ઇમામના ખુદાઇ નુરને આપણે નમન કરીએ છીએ, અને આપણી બંદગી એ રૂહાની પિતાના વસીલા સાથે ગુજારીએ છીએ.

૪ પંજપાટીની દુવામાં બંદો ઘણીજ ગીરીયાજારી સાથે પોતા ઉપર ખુદાવંદ તઆલાની રહેમત અને બક્ષિશ માંગે છે.

૫ યા શાહ ફઝલ વ રહેમત કરીએ, યા શાહ પીર વકીલ જુમલો જમાત, દુવા નિય્યત ખએર, મોટો સુજીદો,

એ ફકરાઓમાં ખુદાવંદ તઆલાની સર્વે મખલુકાત, રાજા પ્રજા સૌના હકમાં નેક દુવા ગુજારવામાં આવે છે.

પાક ઇસમાઇલી દુવામાં જેવી અસરકારક રીતે ઉપલા પાંચે મુદ્દાનો સમાવેશ થાય છે તે સઘળા મુદ્દાનો તેવીજ અસરકારક રીતે બીજા કોઇપણ ધર્મવાળાની બંદગીમાં સમાવેશ થએલો જોવામાં આવતો નથી.



## પાઠ ૧૧ દુવાનો મહિમા.

આપણા માનવંતા બોધગુરૂ પીર સદરદીન સાહેબે જે પાક દુવા આપણને શીખવવા મહેરબાની ફરમાવી છે, તે સર્વ ધર્મની બંદગી ઉપર શહેનશાહી મોટાઇ ભોગવે છે, તેની ખાત્રી માટે શુદ્ધ મન રાખી ઇન્સાફની રીતીથી બતાવેલા પાંચે મુદ્દા વિષે ઇસમાઇલી દુવા તથા દુનિયાના બીજા ધર્મોની નિત્ય બંદગી વચ્ચે સરખામણી કરી જોવી.

દુવામાં પેગમ્બરોના વજીફાઓનો સમાવેશ કરવામાં આવેલ છે. જેમકેઃ—હજરત આદમ અ૦ ને બહેશ્તથી જમીન પર મુકવામાં આવ્યા અને બીબી હવાથી જુદાઇ થઇ ત્યારે તેમણે ઘણો વખત ગીરીયાજારી કીધા પછી "સુબહાન અલ્લાહ શુકરન લિલ્લાહ, વલહમ્દો લિલ્લાહ, વલા ઇલાહા

ઇલલ્લાહ." એ તસબી પઢ્યા ત્યારે મુશ્કીલ આસાન થઇ.

હજરત યુનોસ નબીએ "લાઇલાહા ઇલ્લા અન્તા સુબહાનકા ઇન્નીકુન્તો મિનઝ ઝાલેમીન."ની તસબી પડી તેથી માછલીના પેટથી તેમનો છુટકારો થયો. હજરત ઇબ્રાહીમ ખલિલુલ્લાહને નમરૂદે આગના ગંજમાં નખાવ્યા ત્યારે "હસબોનલ્લાહ વનિયમલ વકીલ, નિયમલ મૌલા, વનિયમલ નસીર. એ વાકયોના સ્મરણથી અગ્નિ ગુલજાર–બગીચો બની ગઇ હતી.

હજરત નબી મોહમ્મદ મુસ્તફા સ૦ ખૈબરની લડાઇમાં સંકટના વખતે "નાંદે અલી"ની દુવા પડયા હતા, જેની બરકતથી હજરતઅલી અ૦ મે મદીનાથી આવી પહોંચી ખૈબરનો અજીત કિલ્લો ફતેહ કીધો હતો.

ઉપર મુજબ તકલીફના વખતે દુઃખથી છુટકારો મેળવવા, નબીઓ જે વજીફાઓ પડયા છે, તેનો આપણી પાક દુવામાં સમાવેશ કરવામાં આવેલ છે. ઉપરાંત "લાઇલાહા ઇલલ્લાહ હુલ હૈય્યુલ કૈય્યુમ" વિગેરે અલ્લાહનાં પવિત્ર નામો જે ફિરસ્તાઓ તસબીમાં પડે છે, તે પણ આપણી દુવામાં પડવામાં આવે છે.



# પાઠ ૧૨ દુવાના ટાઇમ.

દરરોજ સબુહની, સાંજની અને સોમણીની એમ ત્રણ વખતની દુવાની બંદગી ગુજારવાની દરેક ઇસમાઇલી મુરીદની પહેલી ફરજ છે. ન્હાનાં છોકરાંઓએ અને બાળાઓએ બચપણથીજ દુવા શીખી લઈ દુવા ગુજારવાની ટેવ પાડવી જોઇએ, અને દસ વર્ષની ઉંમર થતાં તો દરેકના પર દુવા પડવાની ફરજ થાય છે. જો સારે નસીબે ગત જમાતમાં જઇ દુવા ગુજારે તો જેટલાં માણસો ત્યાં એકઠાં થયાં હોય તે સર્વેની દુવાનો હિસ્સો તેને મળે છે, અને ઘણું પુન્ય હાંસલ થાય છે. પરંતુ કોઇ જરૂરી કારણસર જમાતખાને પહોંચી ન શકાય, તો દુવાના ટાઇમે જ્યાં હોય ત્યાં દુવા ગુજારી લેવી. અગર દુવાના બોલો યાદ ન હોય તો "પીર શાહ"ના નામની પાંચ તસબી પડવી અથવા યાદ કરવી, અને પાંચ સુજીદા દેવા. તેથી દુવા કબુલ થાય છે. આપણા હાઝર ઇમામે મુરીદો પર કરમ બક્ષીસ કરી આ પ્રમાણે ફરમાન કરેલ છે, તે જેવો પ્રસંગ હોય તે પ્રમાણે કરવું, પણ એક દિવસમાં ત્રણ વખત દુવા પડવા ચુકવું નહિં.

ત્રણ વખતની બંદગી અને તેના ટાઇમ વિષે કુરઆને શરીફમાં ખુદા પાકનું નીચે પ્રમાણે ફરમાન છે.

"દિવસના બે છેડા ( સવાર અને સાંજ ) અને રાતના

પહેલા પહોરમાં (સોમણી દુવાનો ટાઇમ) બંદગી કરો. ખરેખર નેકી, બદીનો નાશ કરે છે. દુવા બંદગી ગુજારનારના ગુનાહ બળી જાય છે. જીકર કરનારાઓ માટે આ શિખામણ છે.

(સુરેહુદ આયાત ૧૧૪.)



## પાઠ ૧૩ દુવા વિષે પીરનો બોધ.

હંમેશાં ત્રણ વખતની દુવા–બંદગી ગુજારવા વિષે આપણા બોધગુરૂ મહાત્મા પીરોએ ઘણે ઠેકાણે ભલામણ કીધી છે. તેમાંનો એક ફકરો નીચે આપ્યો છે.

આસાજી સંજા વેલા મત કોઇ ચુકો,
એ છે ગુરૂની એંધાણીજી;
એ વેલા તમને દીખી,
કીધી તે દીનની બારી. હરિ અનત.
આસાજી બીજી વેલા એહીજ જાણો,
રાત ઘડિ છ ગઇ જાણોજી;
એ તો બારી દરગાહ તણી,
ગુરથી થાઓ હોશિયાર. હરિ અનત.
આસાજી ત્રીજી સંજા પાછલી કહીએ,
ખટ ઘડી પ્રમાણોજી;

એ તો બારી સ્વર્ગની જાણીએ,
લેવે ગુર નરને હાથ. હરિ અનત.

મતલબ—એજ ખરો સુગરો, અને તેણેજ દીનના દરવાજામાં પ્રવેશ કીધો કહેવાય, જે સવાર સાંજ અને છ ઘડિ રાત ગુજર્યાં પછી એમ ત્રણ વખતની દુવા—બંદગી કદી ચુકે નહિ, અને તેઓજ ઝમાને ઇમામના ફઝલો કરમથી બ્હેસ્તના અધિકારી થશે.



## પાઠ ૧૪ દુવા વિષે ઇમામે ઝમાનની તાકીદ.

દરરોજની દુવા—બંદગી ગુજારવા વિષે આપણા શિરછત્ર હાઝર ઇમામ સરકાર આગા સુલ્તાન મોહુમ્મદશાહ સાહેબનાં ફરમાન મુબારક પર આપણે ધ્યાન દઇએ, તે આ પ્રમાણે છેઃ—

જે માણુસ દુવા નથી પડતો, અને જમાતખાને નથી જતો, તે માણુસનું ઇમાન એવા બંગલા જેવું છે કે, જેનો પાયો કાચો હોય, અને ઉપર પત્થરની લાદીઓ જમીનપર હોય, બંગલાનો પાયો કાચો હોવાથી જ્યારે પવન લાગશે ત્યારે બંગલો પડી જશે. જે માણુસની આદત જમાતખાનામાં જવાની છે, અને કોઇ દિવસ બંદગીનો વખત ચુકતો નથી. તે માણુસના ઇમાનનો પાયો જમીનમાં ઉંડો

છે, તે કદિ પણ પડી જવાનો નથી. તમે મન સાથે ચોકસી અને આદત પાડો. કોઇપણ વખતે દુવાનો ટાઇમ હાથમાંથી જવા દેતા નહિ. તમે જમાતખાને જઇ શકો તેમ ન બને તો તમારા ઘરમાંજ વખત ગુજારી લેજો. જો તમે દુકાને હો અને ઘરે પણ જઇ ન શકો, તેમ જમાતખાનામાં પણ જઇ ન શકયા તો દુકાનેજ વખત ગુજારી લીઓ, પણ તમે આદત પાડો. જો આદત નહિ પાડો તો આ મેવો તમો ખાઇ શકશો નહિ. (દુવાની બંદગીની લીજજત તમો મેળવી શકશો નહિ.) એક વખત બરાબર આદત પડી જશે, તો એવી સારી આદત તમારા હાથમાંથી જશે નહિ. (બહરે-રહેમત પાના ૨૨૦)



## પાઠ ૧૫ દુવાની બુઝોરગી.

એક દિવસમાં ત્રણ વખત દુવાની બંદગી ગુજારવાની ફરજ અને તેના ટાઇમ વિષે પરવરદેગાર કુરઆને શરીફ-માં હુકમ ફરમાવેલ છે, હાઝર ઇમામની એ માટે મજબુત ભલામણ છે, તે તમે વાંચી ગયા છો. વળી એ પવિત્ર બંદગીમાં મહાન પેગમ્બરો હજરત આદમ અ. હજરત ઇબ્રાહીમ અ. હજરત યુનોસ અ. અને આખર જમાનાના નબી મોહમ્મદ મુસ્તફા સ. વિગેરે ઉપર ગુજરેલી આફતો

ના વખતે તેઓએ અતિ નમ્રતા અને આજીજી સાથે જે જે દુવાઓ માગી છે તે વજીફાઓના ફકરાઓ તથા ઇસ્મે આઝમના પાક કલામો છે, એ તમે જાણ્યું છે. ઉપરાંત એક અગત્યનો મુદ્દો એ છે કે:—

દુવામાં "શાહીદાર"નો પંજો લેવાનો સમય આવે છે, તે વખતે એક બીજાના હાથમાં હાથ આપી આંખથી આંખ મીલાવી પરસ્પર "શાહ દીદાર" એવા શબ્દો ઉચ્ચારવામાં આવે છે. અને તેનો મતલબ દરેક સહેલથી સમજી શકે છે કે, "અમે ખુદા પાકની સાક્ષીથી એકસંપીનો ઇકરાર કરીએ છીએ." એટલે હંમેશાં આપસમાં હળીમળીને ઐકયતાથી રહેશું, એમ એક બીજાને કબુલાત આપીએ છીએ. આવી રીતે આપણી રોજની દુવા–બંદગી સમજુ માણસને એકસંપીનું સંગીન શિક્ષણ આપનારી છે.

આવી અમુલ્ય અને ઉંડા રહસ્યવાળી દુવાની બંદગીની બુઝોરગી સમજો. તેની કદર કરો પીર સદરદીન સાહેબનો ઉપકાર માનો, અને હંમેશ ત્રણ વખતની દુવા દીલના સાચા પ્રેમથી ગુજારવા કાળજી રાખો. દુવા પઢવાની હંમેશની ટેક પાળનારને અપુર્વ આનંદનો અનુભવ થવા સાથે અજીમ ફાયદો હાંસલ થાય છે.

—:o:—

## પાઠ ૧૬ દુવા વિષે સંવાદ.

મહુમદ-કેમ અલી, તમો ઇસમાઇલીઓ પાંચ વખતની નિમાજ મસજીદમાં પડતા નથી પણ જમાતખાનામાં ત્રણ વખત દુવા પડો છો એ કુરઆને શરીફના શિક્ષણથી વિરૂધ્ધ નથી ?

અલી-ભાઇ, અમો તો કુરઆન શરીફના હુકમ પ્રમાણેજ ઝમાને ઇમામની તાબેદારી કરીએ છીએ. ઇમામ અને કુરઆન બન્ને દુનિયામાં જગતના અંત સુધી સાથે રહેનાર છે એમ નબી સાહેબનું ફરમાન છે, અમારા મઝહબની દરેક ક્રિયા ઝમાને ઇમામના હુકમ મુજબ થાય છે, અને ઇમામ કુરઆનથી વિરૂધ્ધ હુકમ કરેજ નહિ.

મહુમદ-તો પછી બધા મુસલમાનો તમારા જેમ ખાનામાં દુવા પડતા નથી, પણ મસજીદમાં નિમાજ પડે છે. જો કુરઆનમાં દુવા પડવાનું હોય તો; તેઓ પણ તેમજ કરત.

અલી-અલ્લાહ અને ઇમામ સિવાય કુરઆન શરીફનો સંપુર્ણ અર્થ કોઇ જાણતું નથી, એમ કુરઆન શરીફમાંજ ખુદા પાકનું ફરમાન છે.

મહુમદ-ત્યારે શું ત્રણ વખતની બંદગી ગુજારવાનું ફરમાન કુરઆને શરીફમાં છે ખરૂં ?

અલી—અલબત છે.

મહમદ—કયાં છે તે કહો જોઇએ ?

અલી—સુરેહુદની આયાત ૧૧૪ માં છે કેઃ—"સવાર સાંજ અને રાતના પહેલા પહોરમાં બંદગી કરો."

મહમદ—અને ખાનામાં બંદગી કરવા વિષે કુરઆને શરીફ-માં કયાં છે ?

અલી—સુરેનુરની આયાત ૩૬ માં ખુદા પાક ફરમાવે છે કેઃ—"જે ઘરોમાં ખુદાએ પરવાનગી આપી છે, તેમાં અવાજ ઉંચો કરવામાં આવે, અને તેમાં તેનું નામ યાદ કરવામાં આવે. તે ઘરોમાં માણસો સવાર અને સાંજે તેની પવિત્ર યાદ કરી સ્તુતિ કરે છે."

મહમદ—ઘણું અજબ! કુરઆન શરીફના આ ફકરાઓ ઉપર ઉલમાઓનું ધ્યાન ખેંચાયું નથી. વારૂ તમો દુવા પડો છો ત્યારે પશ્ચિમ તરફેજ સુજીદો કરવો જોઇએ એ નિયમ પાળતા નથી.

અલી—પશ્ચિમ તરફ સુજીદો કરવો એ ઠીક છે. પણ ખાનું એ બએતુલ્લાહ છે. ત્યાં કોઇબી દિશામાં સુજીદો કરવામાં આવે તે અલ્લાહના સામેજ છે, એમ અમારી માન્યતા છે. જેમ કુરઆન શરીફ સુરેબકર આયાત ૧૧૫ માં ફરમાન છે કેઃ—"અને પુર્વ અને પશ્ચિમ

ખુદાનીજ છે. માટે જ્યાં તમે તમારૂં મ્હોં ફેરવશો, ત્યાં અલ્લાહનો ચહેરો છે; ખરેખર ખુદા મહા ઉદાર અને દાના છે."

મહમદ-ખરેખર, તમો જે ત્રણ વખતની દુવાની બંદગી ગુજારો છો તે અલ્લાહ પાકના ફરમાન મુજબ છે. તમારા આજના ખુલાસાથી મને ઘણો સંતોષ થયો છે. આજ પછી હું પણ ત્રણ વખત બંદગી કરીશ.



## પાઠ ૧૭ દુવાનું ફળ.

સબુહ સાંજી સોમણી, ત્રણ દુવાના ટેમ;
પ્રેમથી પઢવા તણી, નિશ્ચય ધરજો નેમ.

બોધ ગુરૂનો બોધ છે, અમર ઝમાને ઇમામ;
ત્રણ વખત દુવા પઢો, કહે પવિત્ર કુરઆન.

પવિત્ર ક્રિયા નિત્યની, ચહો કરવા મન શુદ્ધ;
પઢો દુવા ત્રણ પ્રિતથી, એ વિણ દીલ અશુદ્ધ.

શુધ્ધ દિલે શાન્તી રહે, સદ્ વિચારનું સ્થાન;
કર્તવ્યો આછાં થશે, રહે ફરજનું ભાન.

ચહો મેળવવા સુખને, અમર ધામ નિદાન;
પ્રથમ પગથીઉં ગણી, પઢો દુવા ધરિ ધ્યાન.

## પાઠ ૧૮ વ્રત પરહેજગારી (હુરૂઅ ૨.)

પીર સદરદીન સાહેબ જ્ઞાન શરીફમાં ફરમાવે છે કે :—

જો તું નફસાનિયતકું નાખે,
સબ રોઝે રમજાન કે રાખે.

ઇન્દ્રિઓને કાબુમાં રાખનારજ ખરેખરા રોઝા રાખનાર છે. તેણેજ આખા રમજાન માસનાં બલ્કે હંમેશનાં રોઝાં રાખ્યાં જાણવા.

રમઝાન માસમાં રોઝાં રાખવાં ઘણાં સારાં છે. એથી ગરીબનું દુઃખ સમજવાની કદર થાય છે, દિલ નરમ થાય છે અને દિલમાં દયાનો સંચાર પ્રકટે છે, અને હંમેશનાં રોઝાં એ છે કે :—

મગજમાંથી મગરૂરી કાઢી નાંખી નમ્ર થઇ ચાલવું. આંખોથી બદ નજર ન કરવી પણ સર્વત્ર પ્રેમદ્રષ્ટિ—આત્મ દ્રષ્ટિથી જોવું. કાનથી નિંદા ન સાંભળવી, ખુદાની તારીફ ઇલ્મ શ્રવણ કરવું. જબાનથી જુઠું ન બોલવું, હંમેશાં સત્ય બોલવું, કોઇની નિંદા ન કરવી કે કોઇના પર ખોટું આળ ન ચઢાવવું. મોઢામાં હરામનો લુકમો ન જાય, હલાલ રોજી મેળવીને ખાવી. હાથથી કેના પર જુલમ ન ગુજારવો પણ તે થકી દાન સુકૃત્ય અને પરોપકારનાં કામો

કરવાં. પગથી ખરાબ કામ તરફ ન ચાલવું, નેક કામ પ્રીત કદમ ઉપાડી જવું. દિલથી ખરાબ ખ્યાલ ન કરવા, સત્ય વિચારોજ કરવા, એ વિગેરે પરહેજગારીના નિયમોનું પૂરેપૂરૂં પાલન કરનાર ખરેખરો અને હુંમેશનો રોઝદાર છે.



## પાઠ ૧૯ દરખાનું (પુરૂઅ ૩.)

ઝમાને ઇમામ–ખુદાઇ નુર જ્યાં બીરાજતા હોય, એ એમના રહેઠાણની જગ્યાને દરખાનું કહે છે. 'દરેક મુરીદે દરખાનાની મુલાકાત લઇ પવિત્ર નુર સ્વરૂપ હાઝર ઇમામના ભાવપુર્વક દીદાર મુબારક કરી બય્યત કરે એટલે એમનો મુરશીદપણાનો હક સ્વીકારી જીંદગી પર્યંત એમની તાબેદારી ફરમાં બરદારી કરવાનો કોલ આપવાની ખાસ ફરજ છે, અને તે ઇસમાઈલી મુરીદોની હજે અકબર છે.

આ સંબંધે આપણા હાઝર ઇમામનું ફરમાન મુબારક મુજબ છે.

"પોતાની ઉમરમાં જે જોમો–હાજર ઇમામ હોય તેનો એક વખત કાંગવો ભરવો, દરેક મોમનને વાજબ છે. એક વખત નવા જોમાની બય્યતમાં આવવું લાજીમ છે.

માબાપોને ખાસ કરીને વાજીબ છે કે, બચ્ચાંઓને

પ્રથમ કાંગવો ભરાવીને મારા મુરીદ કરવા, ત્યારબાદ તેના નામ પડાવવાં. જે લોકોએ મારા કાંગવાભર્યા નથી તે લોકોએ મારો દીન કબુલ કરવાની સહી કરી નથી.

જે લોકોએ મારા કાંગવાભર્યા છે, અને મારા મુરીદ થવાનો મને કોલ આપ્યો છે, તેઓએ પોતાના દિલ સાથે ચોકસી કરવી કે, આપેલો કોલ કદિપણ તોડવો નહિં.

(બહરે રહેમત પાના ૯૪-૯૫.)



## પાઠ ૨૦ દશોંદ. (પુરૂઅ ૪–૫)

કમાણીનો દસમો હિસ્સો તે હક ઇમામનો, અને ચાલીસમો હિસ્સો તે હક બોધગુરૂ પીરનો એમ એકંદર આઠમો હિસ્સો ઝમાને ઇમામને નજર કરવો, તેને દશોંદ કહે છે. તે પુરા ઇત્તેકાદ અને મહોબતથી, કોઇનો હક તોડયા વગર કે હરામ રીતે નહિ પણ સચ્ચાઇ અને પ્રમાણીકપણે મેળવેલી રોજીમાંથી આપવામાં આવે તોજ ઇમામ પસંદ કરે છે, અને તે દાન ફલદાયી થાય છે, આપનારને કુદરતી બરકત થાય છે. સમાજના બાંધેલા ધોરણ મુજબ ફરજીયાત દાન આપવામાં આવે તે મહોબતથી આપેલા દાનના તુલ્ય ગણી શકાયજ નહિ, જેમ એક મહાત્માનું કથન છે કેઃ—

સહજ મિલ્યા સો દુધ બરાબર,
માંગ લીઆ સો પાણી;
ખિંચ લીયા સો રકત બરાબર,
કબીર બોલ્યા વાણી.

ઇમામ પૈસાના મહોતાજ નજ હોય. દશોંદની ભેટ એ ઇમાનની કસોટી છે. ખરા આશકો માશુક પર તન મન, ધન કુરબાન કરી આનંદ મેળવે છે, જ્યારે ઇમાનની કચાસ વાળા હોય તે તો આ વિષયમાં હંમેશાં શકમંદજ હોય છે.



## પાઠ ૨૧ દસોંદ દેવાની અગત્ય.

હલાલ રોજી મેળવી તેમાંથી હકદારનો હક આપી ઉપયોગમાં લેવામાં આવે તે થકી અંતઃકરણ શુદ્ધ રહે છે, તેમાં નેક વિચાર–સુસંકલ્પનો વાસ થતાં તે માણસનાં દરેક કામો પાપરહિત અને બુધ્ધિપુર્વકનાં હોય છે. જેમ જ્ઞાને શરીફમાં ફરમાવે છે કેઃ–

હકની રોટી ખાઇએ, તો કદિક પડીએ પાર;
ગેરહકની રોટી ખાઇએ, તો આહાર તેવો ઓડકાર.

દશોંદ કાઢયા વગરનો પૈસો દરિયાના ખારા પાણી જેવો છે. ખારૂં પાણી વપરાસમાં લેવા લાયક નથી કે કોઇ રીતે

ફાયદાકારક નથી. તે મુજબ દસોંદ કાઢયા વગરની કમાઇ વાપરવાથી બિમારી, ખોટ કે આગ પાણીથી નુકશાન પહોંચે છે. દસોંદ કાઢનારને તેવી આફતો નડતી નથી.

ઉનાળાના દિવસોમાં સુરજના તાપથી દરિયાનું પાણી તેના ગુરૂ સુરજ પાસે જાય છે. ત્યાં તે ખારૂં મટીને અમૃત જેવું મીઠું બની પાછું વરસાદ રૂપે નીચે પડે છે અને પૃથ્વીને આબાદ બનાવે છે, તે મુજબ હક કમાઇની દસોંદ હાઝર ઇમામને પહોંચ્યા પછી આશિર્વાદના વરસાદ રૂપે દેનારને બરકત આપનાર નિવડે છે.

જે માણસ દસોંદ પુરી આપતો નથી અને ઇમામનો હક પોતે પોતાના ઉપયોગમાં લે છે, તેથી તેના દિલ રૂપી આયનામાં સફાઇ થતી નથી અને તેને નુરના પ્રકાશના દર્શનની પ્રાપ્તિ થઇ શકતી નથી.



## પાઠ ૨૨ સંયમ ( ફુરૂઅ ૬. )

ઇસ્લામી ઉલમાઓએ ફુરૂએ દીનની ૬ઠી ફુરૂઅ 'જેહાદ' વર્ણવી છે, યાને ઇમામના હુકમથી રાહે ખુદામાં કુફારોના સામેની લડાઇમાં શામીલ થવું. ધર્મના રક્ષણની લડાઇમાં જોડાવ કુરઆને શરીફમાં કહેવામાં આવ્યું છે, પણ વર્તમાન

સમયમાં એ ફરમાન બંધબેસ્તું થાય નહિં. આજે એવી લડાઇઓ લડવાની જરૂર રહી નથી. પણ અધ્યાત્મિક લડાઇ જેને સંયમ કરીને કહેવામાં આવે છે, તેની અગત્ય છે.

રસુલે ખુદાના જમાનામાં કુફારો સામેની લડાઈઓ બધી ફતેહ કીધા પછી એવણુ સાહેબે ફરમાવ્યું કે:—"નાની નાની લડાઇઓમાં ફતેહ મેળવી છે હવે આપણને એક મહાન લડાઈ તરફ વળવાનું રહ્યું છે." (હદીસે નબવી)

આ ફરમાન સાંભળી અસહાબોએ અરજ કરી કે, યા નબી મકબુલ, હવે એવી કઇ લડાઇ બાકી રહી છે, જેને આપ મહાન લડાઈ કહો છો? રસુલ સ૦એ ફરમાવ્યું કે, હવે આપણે પોતાના મનને જીતવાનું છે. યાને શરીરમાં રહેલા કામ ક્રોધાદિ છ રિપુઓને સત્યતાના હથિયાર વડે છેદી, દિલ માંહેના શયતાની સામ્રાજ્યનો નાશ કરી રહેમાની આણ ફેરાવવી અને આત્મિક આનંદ મેળવવો જોઇએ.

આ પરથી ખુલ્લું સમજાય છે કે નફસ અમારા સામે જીત મેળવવી તે મહાન જેહાદ છે.

આ વિષે જ્ઞાને શરીફમાં પીર માબાપ ફરમાવે છે કેઃ—

મન મહા બળવંત છે, જુધ્ધા જોરાવર જાણ;
મનને જીત્યે જીત છે, મનથી હાર્યે હાણ.



## પાઠ ૨૩ આબેસફા ભાગ ૧ લો.

સતપંથ દીનમાં આબેસફા એટલે ઘટપાટની ક્રિયા ઘણી ઉત્તમ ગણાય છે. આબેસફા એટલે પવિત્ર પાણી. આ ક્રિયા કુરઆને શરીફમાં જે ગુઢાર્થ બાબતો ફરમાવેલી છે અને જેને ઝમાને ઇમામ સિવાય બીજું કોઇ જાણી શકતું નથી તે માંહેલી એક છે. પવિત્ર પાણી વિષે કુરાને શરીફમાં નીચે પ્રમાણે ફરમાન છે.

"ખરેખર અમે તમારા માટે આકાસમાંથી પવિત્ર પાણી મુકરર કર્યું છે, કે જે વડે તમારા દીલને શુદ્ધ કરો." (સુરે માયદા.)

"ખરેખર અમે તમને કવસરની બક્ષિસ કરી છે," (સુરે કવસર.)

જનાબ રસુલે ખુદાનું ફરમાન છે કેઃ—"કવસર એક પાણીનો ચશ્મો છે. જે ખુદાના તખ્ત નજદીક છે. તેમાંનું પાણી ઘણું નિર્મળ છે. અને તેમાં તસનીમ ભેળવવાથી તે પાણીનો મહિમા વધી જાય છે. તે ચશ્માના કિનારા પર કવસર પીવાનાં વાસણો પડેલાં છે. તે ચાંદરડાં માફક ઝગમગે છે. ખાસ મુકરબ બંદા સિવાય બીજો કોઇ તે કવસર પી શકતો નથી, અને તેટલા માટે તે ચશ્માને સીલબંધ કરવામાં

આવેલ છે. ખાસ બંદા પોતે એ સીલ ખોલીને કવસર પીએ છે."

ઉપલી અલંકારી બાબદો બધી ઘટપાટની ક્રિયાને લગતીજ છે, એ દેખીતું છે.



## પાઠ ૨૪ આબેસફા ભાગ ૨ જો.

આપણા બોધગુરૂ પીર સદરદીન સાહેબે, બીજી ધાર્મિક તાલીમ માફક આ પવિત્ર પાણીની ક્રિયાના મંત્રો પણ ગુજરાતી ભાષામાં ફરમાવ્યાં છે.

હરેક મઝહબી ક્રિયા કે જે મુરશીદ તરફથી મુકરર કરવામાં આવેલી હોય તે મુરીદોના ભલા અર્થે અને તેમની બહેતરી માટેજ હોય છે, એમ માની શ્રદ્ધાપુર્વક અને સચ્ચાઇથી તે બજાવવામાં આવે ત્યારેજ ફળ પ્રાપ્તિ થાય, એ દેખીતું છે. આ મતલબને લગતું ઘટપાટની ક્રિયાના સંબંધમાં મૌલાના હાઝર ઇમામનું ફરમાન આ પ્રમાણે છે.

"તમે નિયાજ–આબેસફા પીઓ છો તેમાં માટી અને પાણીથી કાંઇ તમારૂં દીલ સાફ થતું નથી, પરંતુ જો ઇતેકાદ અને સચ્ચાઇથી તમે આબેસફા પીઓ છો, તો તેનાથી દીલ સાફ થાય છે. જો દીલમાં સચ્ચાઇ ન હોય તો ખાલી

માટી અને પાણીનું નિયાજ પીવાથી કાંઇ ફાયદો નથી. પહેલાં ઇમાન તથા દીલ સાફ થાય તોજ ફાયદો પહોંચે. જે મારા સ્વરૂપને ઓળખતો નથી, તેને માટી પાણી પીવાથી કાંઇપણ ફાયદો થતો નથી.” (બહરે રહેમત પાના ૧૧.)



## પાઠ ૨૫ દરૂદનો મહિમા ભાગ ૧ લો.

ખુદાપાક કુરઆને શરીફમાં ફરમાવે છે કેઃ—

“ખરેખર અલ્લાહ અને ફિરસ્તાઓ, નબી ઉપર દરૂદ મોકલાવે છે, હે મોઅમીનો તમો પણ મોહમ્મદ અને તેની આલ પર દરૂદ પડો.”

દરૂદ આ પ્રમાણે પડાય છે.

“અલ્લાહુમાં સલ્લે અલા મોહમ્મદન વ આલે મોહમ્મદ.”

અર્થઃ—હે ખુદા તું નબી મોહમ્મદ અને તેની આલ પર રહેમત મોકલ.

જનાબ રસુલે ખુદાનું કે ઝમાને ઇમામનું નામ બોલતાં, હાઝર ઇમામના દીદાર કરતાં અને દરેક ખુશીના પ્રસંગે દરૂદ પડવી વાજીબ છે.

દરૂદ પડવાનો સવાબ ઘણો અઝીમ છે. એવી એક

રિવાયત છે કેઃ—ખુદાવંદતઆલાના મોટા હિસાબી ફિરસ્તાઓ જે આસમાન પર વસે છે તેઓને શબે મએરાજના રસુલિલ્લાહે પુછયું કે, તમે શું શું હિસાબ કરી શકો? તો કહે વરસાદનાં ટીપાં ટીપાંનો હિસાબ પણ અમે કરી શકીએ છીએ. પેગમ્બર સાહેબે પુછયું. તમારાથી ન થઇ શકે એવો કોઇ હિસાબ છે? ફિરસ્તાઓએ કહ્યું કેઃ—આપની ઉમ્મતના લોકો સલવાત (દરૂદ) પડે છે ત્યારે એક કે બે સલવાત પડે, તેના સવાબનો હિસાબ માંડ માંડ થાય, પણ જ્યારે એકી વખતે તેઓ ત્રણ સલવાત પડે, તો તે સવાબનો હિસાબ અમારાથી થઇ શકતોજ નથી.



## પાઠ ૨૬ દરૂદનો મહિમા ભાગ ૨ જો.

દરૂદનો મહિમા ઘણો છે. દરૂદ વગરની બંદગી અપુર્ણ કહેવાય, જેથી દરેક મુસલમાન બંદગી કરતાં દરૂદ પડે છે.

દરૂદ એ વફાદારીનો કલમો છે. હજરત નબી મહંમ્મદ મુસ્તફા સ૦ અને તેમની આલ પાકના દરેક ઇસ્લામીઓ પર અનહદ ઉપકારો છે, જેનો બદલો કોઇ રીતે વાળી શકાય નહિ સિવાય કે દરૂદ પડી અહેશાનમંદ રહે.

ઇસમાઇલી આલમને તો દરૂદનું મહત્વ બધા કરતાં

વિશેષ સમજવાની ખાસ જરૂર છે. એટલા માટે કે, જ્યાં જ્યાં દરૂદ પઢવામાં આવે છે તે દરૂદનો નુરાની હદિયો ઝમાને ઇમામને મળે છે. જ્યાં જ્યાં અને જે જે શખ્સો દરૂદનો ઉચ્ચાર કરે છે, તેના હકદાર ઝમાને ઇમામ થાય છે. તે દરૂદના અર્થ પરથી સાફ સમજી શકાય છે.

આપણા હાઝર ઇમામનું ફરમાન છે કેઃ–"તમે જમાતખાનામાં જઇ બંદગી કરો, તેમાં સલવાતો ઘણી પડજો, તો મુશ્કીલ આશાન થશે ને ઘણો સવાબ હાંસલ થશે."

આપણી દરરોજની ત્રણ વખતની બંદગી-દુવામાં દરેક વેળા ૧૪ વખત દરૂદ પઢવામાં આવે છે.



## પાઠ ૨૭ મો પીરનો બોધ.

ચીલા છોડી દીનકા, ધોકા મત ખાઓ;
સુનોરે વાટારૂ બાવરે, મત ભુલી જાઓ-(ટેક.)
સાથી એસા કીજીએ, જે કોઇ રાહા બતાવે
ઉનકે સંગે ચાલીએ, મનમાં શક ન આવે. સુનોરે-૧
સાથી તુજકું તો મિલે, જબ છોડે હું, હું;
સબ બાતાં સાંહિકું સોંપીએ, હરદમ કહેવે તુંહિ, તું. સુનોરે-૨

સાચા દીન રસુલકા, તમે સહી કરી જાણો;
જે કોઇ ચહાવે દીનકું, તાકું દીનમેં આણો. સુનોરે-૩
સૈય્યદ મહુમદશાહ આંખવે, કલમાંહે સાથી કીજે;
પ્રેમ પયાલા નુરકા, બાવા ભર ભર પીજે. સુનોરે-૪



## પાઠ ૨૮ ઉપલા જ્ઞાનની સમજણ.

પીર માબાપ ફરમાવે છે કે, હે ભાઇઓ દીનનો સીધો રસ્તો છોડી આમતેમ ભટકો નહિ, હે દિવાના મુસાફરો સાંભળો, ભુલી ન જાઓ (ટેક.)

સોબતી એવો કરવો જે રસ્તો બતાવે-ધર્મ માર્ગ પર ચુસ્ત કરે એવા નેક માણસની સોબતમાં રહેવાથી કોઇના મનમાં આપણા માટે વહેમ ન આવે. ૧

અભિમાનનો ત્યાગ કરો, ત્યારે એવો નેક સોબતી મલે. બધી બાબદો ખુદાને સોંપો એટલે વિશ્વાસ રાખો અને હર વખત તેને યાદ કરો. ૨

નબી મોહમ્મદ મુસ્તફા સ. નો બતાવેલો દિન સત્ય છે. તે સત્ય કરી માનજો, અને જે એ દીનમાં આવવા ચાહે તેને દીનમાં લીઓ. ૩

સૈયદ મહુમદશાહ કહે છે કે, "કલેમા"ને સોબતી કરો, અર્થાત કલેમા રૂપી નુરી પયાલાનું પ્રેમથી પાન કરો. ૪



## પાઠ ૨૯ પંજેભાઇ.

પંજેભાઇ એટલે ધાર્મિક મંડળના મેમ્બર, આપણી કોમમાં દરેક ઠેકાણે આવા મંડળો હોય છે. અઠવાડીયામાં એક દિવસ ઠરાવેલા વખતે તેઓ જમાતખાનામાં મજલીસ ભરે, જ્ઞાનગોષ્ટી કરે, પરસ્પર શંકાઓનું સમાધાન કરી ધર્મ પર દ્રઢ શ્રદ્ધાવાન બને, બીજા દીનદારોને ધર્મચુસ્ત બનાવવા કોશીષ કરે, અને સમાજમાંથી અણુઘટતી પ્રથાઓ દુર થવા ઘટતો સુધારો દાખલ કરવા જ્ઞાતિ અગ્રેસરોને યોગ્ય સુચનાઓ નમ્રતાથી કરે, એ પંજેભાઇઓનું કર્તવ્ય છે. વળી પંજેભાઇ વિષે આપણા હાજર ઇમામ ફરમાવે છે કે:-

૧ "પંજેભાઇઓનું દ્રષ્ટાંત શું છે? પંજામાં પાંચ આંગળીઓ છે. આખો પંજો સાથે છે તો કેટલી કુવ્વત ધરાવે છે? પંજેભાઇઓ એકદીલીથી ચાલશો તો ઘણીજ કુવ્વત થશે."

૨ "પંજેભાઇઓની મતલબ એ છે કે:-પોતપોતામાં એકદીલ થઇને ચાલો, એકબીજાની ખબર અંતર પુછો,

એકબીજાને મહોબત સાથે મલો, અને એકબીજાના દુઃખમાં ભાગ લીઓ, સગા ભાઇઓ માફક ચાલો."

૩ "જેઓ પંજેભાઇઓમાં નથી તેઓને પંજેભાઇઓમાં દાખલ કરો, જેઓ પંજેભાઇ નથી તે પંજેભાઇ થાય."

વિદ્યાર્થી બંધુઓ, આપણા હાઝર ઈમામના ઉપલા ફરમાન મુબારક પ્રમાણે તમો પણ પોતાનું એક પંજેભાઇ મંડળ સ્થાપજો; ઐકયતા સાધજો અને જ્ઞાતિ સેવા તથા ધર્મ સેવાનો અલભ્ય લાભ લેવા બચપણથી શીખજો.



## પાઠ ૩૦ મો સ્તુતિ.

ખુદાયા બેહક્કે બની ફાતેમા,
કે બર કૌલેઇમાં કુમન ખાતમા;
અગર દઆવત રદ કુની યા કબુલ,
મનો દસ્તો દામન આલે રસુલ.

અર્થઃ—યા અલ્લાહ, જનાબે બીબી ફાતેમા બેહરાં જીન્નતે ખાતુનની આલપાકના વસીલાથી ઇમાનની સલામતી સાથે આ દુનિયા છોડી જઈએ, એમ માગીએ છીએ.

અમારી અરજ રદ કરવામાં આવે યા કબુલ થાય (તે તું મરજીવાન છે) પણ અમે તો આલે રસુલ (હાઝર ઇમામ) ની દામન પકડી રહ્યા છીએ.

કૃપા કરીને. દુઃખ દાલદ્ર કાપો,
સામી મારા મહા વર કંથ મુરારિયા શાહ;
તમ ત્રુઠે બંદો નવનંધ પામે,
જો હોવે નજર તમારી. યાઅલી.



# ઇસમાઇલી શિક્ષણુ માળા.

## ભાગ ૩ જો.

### ૧

**બિસમિલ્લાહ હિર રહમાનિર રહીમ.**

કૃપાળુ અને દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.)

**દુવા પડો, દુવા પડો, દુવા પડો, અલ્લાહ મરેહેઆં**

બંદગી કરો, બંદગી કરો, બંદગી કરો, અલ્લાહ રહેમત કરે.

**હક નામ ગીનો.**

ખુદાના નામનું સમૃણુ કરો.

**મૌલા અલી ઇમાન સાંજાએ દીનેયાં, દુવા સાંજીજી**

મૌલા અલી યકીન અને હુય્યા બક્ષે, સાંજની બંદગી;

**વિનતિ.**

અને આજીજી.

**ખીસે અમર પુઠીયા, શાહ તોજે દરગાહમેં કબુલ કર,**

તારી સત્તાની રૂએ, ઓ શાહ તારી હજુરમાં કબુલ કર,

મૌલાના, આગા સુલ્તાન મહમદશાહ દાતાર.
ઓ અમારા ધણી, આગા સુલતાન મહમદશાહ દાતાર.
(સીજદો દેવો.)
(નમન કરવું.)

નોટ—અગર સોમણી દુવા હોય તો "દુવા સોમણીજી વિનતિ" અને અગર સબુહજી દુવા હોય તો "દુવા સબુહજી વિનતિ" એમ બોલવું. તે પછી "પીરશાહ" અલી અલ્લાહ; પીરજે પરસાદે કબુલ કર મૌલાના આગા સુલતાન મહમદશાહ દાતાર હાઝર ઈમામ (દુવામાં દરેક તસબી કાઢતાં—સીજદો દેતાં, ઉપર પ્રમાણે બોલવું.)

૨

તોબો તોબો, તકસીરદાર બંદો સીરતા પા
તોબાં કરૂં છું તોબાં કરૂં છું, તકસીરદાર બંદો માથાથી પગ સુધી
ગુનેહગાર. યા શાહ તું બક્ષાએ બક્ષણહાર. પીર તો
ગુનેહગાર છું. ઓ શાહ માફી બક્ષનાર માફ કર. પીર
દુવા પડે, બંદોતો વિનતિ કરે, સચ્ચો શાહ તો
બંદગી કરે છે, બંદો આજીજી કરે છે, સાચો શાહ
કબુલ કરે, ફરમાન શાહ પીરજો વંચન.
કબુલ કરે છે, પીરે કહેલાં શાહાનાં ફરમાન.

(સીજદો દેવો.)

(નમન કરવું.)

૩

સચ્ચો વચન સુબહાનલ્લા, શુકરનલિલ્લાહ,

ખરેખર કહું છું ખુદા પાક છે, ખુદાનું અહેસાન માનું છું,

વલહમ્દોલિલ્લાહ, વ લાઇલાહા ઇલલ્લાહ. અલ્લાહો

બધાં વખાણ ખુદાનાં છે, ખુદા સિવાય બીજો ખુદા નથી, ખુદા સૌથી

અકબર, લાહોલ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ

મ્હોટો છે, ખુદા સિવાય કોઇને શક્તિ કે સત્તા નથી તે

અલીયુલ અઝીમ. રહીમ, કરીમ, કસીમ, હજરત,

મ્હાન અને મ્હોટો છે. દયાળુ, કૃપાળુ, રોજી આપનાર, મહાન,

બુજરગ, પાક, પરવર દેગાર. દેલમ દેશ માનખાવેશ

મ્હોટો, પવિત્ર, પાલન કરનાર. ઇરાન દેશના દેહલમ

ખંડ એરાક. સંતોહતેર પાત્ર અડતાલીસમો

પ્રગણામાં મનુષ્ય સ્વરૂપે છે. સત્તોતેર પાત્રોથી અડતાલીસમો

ઇમામ મૌલાના આગા સુલતાન મહમદશાહ દાતાર.

ઇમામ આપણો ધણી આગા સુલતાન મહમદશાહ દાતાર.

(સીજદો દેવો.)

(નમન કરવું.)

૪

# વચન અબુ તાલબ વલી.

અબુ તાલબ વલી પછીના ઇમામોનાં નામો બોલું છું.

૧ હક મૌલાના શાહ અલી
૨ હક મૌલાના શાહ હુસેન
૩ હક મૌલાના શાહ જએનુલ આબદીન
૪ હક મૌલાના શાહ મહમદબાકર
૫ હક મૌલાના શાહ જાફર સાદક
૬ હક મૌલાના શાહ ઇસમાઇલ
૭ હક મૌલાના શાહ મહમદ બીન શાહ ઇસમાઇલ
૮ હક મૌલાના શાહ વફીઅહમદ
૯ હક મૌલાના શાહ તકીમહમદ
૧૦ હક મૌલાના શાહ રજીઅબદુલ્લાહ
૧૧ હક મૌલાના શાહ મહેદી મહમદ
૧૨ હક મૌલાના શાહ કાએમ
૧૩ હક મૌલાના શાહ મનસુર
૧૪ હક મૌલાના શાહ મોએજ
૧૫ હક મૌલાના શાહ અજીજ
૧૬ હક મૌલાના શાહ હાકમ અબુ અલી
૧૭ હક મૌલાના શાહ જાહેરઅલી
૧૮ હક મૌલાના શાહ મુસ્તનાસરબિલ્લાહ

૧૯ હક મૌલાના શાહ નિઝાર
૨૦ હક મૌલાના શાહ હાદી
૨૧ હક મૌલાના શાહ મહોતદી
૨૨ હક મૌલાના શાહ કાહેર
૨૩ હક મૌલાના શાહ અલાજીકરીયાસલામ
૨૪ હક મૌલાના શાહ અલામહમદ
૨૫ હક મૌલાના શાહ ખુદ જલાલુદીન હસન
૨૬ હક મૌલાના શાહ અલાઉદીન મહમદ
૨૭ હક મૌલાના શાહ રૂકનદીન ખુરશાહ
૨૮ હક મૌલાના શાહ શમ્શદીન મહમદ
૨૯ હક મૌલાના શાહ કાશમ શાહ
૩૦ હક મૌલાના શાહ ઇસલામ શાહ
૩૧ હક મૌલાના શાહ મહમદ બીન ઇસલામ શાહ
૩૨ હક મૌલાના શાહ મુસતન સિર બિલ્લાહ
૩૩ હક મૌલાના શાહ અબ્દ સલામ
૩૪ હક મૌલાના શાહ ગરીબ મીરજાં
૩૫ હક મૌલાના શાહ બુજર અલી
૩૬ હક મૌલાના શાહ મુરાદ મીરજાં
૩૭ હક મૌલાના શાહ જુલફીકારઅલી
૩૮ હક મૌલાના શાહ નુરદીનઅલી
૩૯ હક મૌલાના શાહ સૈયદ ખલિલ્લ'હ અલી
૪૦ હક મૌલાના શાહ નિઝાર

૪૧ હક મૌલાના શાહ સૈય્યદઅલી
૪૨ હક મૌલાના શાહ હસનઅલી
૪૩ હક મૌલાના શાહ કાસમઅલી
૪૪ હક મૌલાના શાહ અબુલ હસનઅલી
૪૫ હક મૌલાના શાહ ખલિલીલાહઅલી
૪૬ હક મૌલાના શાહ હસનઅલી
૪૭ હક મૌલાના શાહ આગા અલીશાહ દાતાર
૪૮ હક મૌલાના શાહ આગા સુલતાન મહમદશાહ દાતાર

**હાજર જોમેજો ધણી** **વારેકેરો પુરખ સરેવો**
ઇમામતના હાલના માલિક જમાનાના ધણીને સરેવો

**ઇમામ હાદીયુલ મહેંદી**
એ ઇમામ રહેબર-ભોમીયાઓને પણ રસ્તો બતાવનાર

**સાહેબુલ અમ્ર આગા સુલતાન મહમદશાહ દાતાર**
સત્તાના ધણી આગા સુલતાન મહમદશાહ દાતાર

**અનત કરોડીઉં તારણહાર** **હાજર જોમેજો ધણી**
અસંખ્ય કરોડો જીવોને મુક્ત કરનાર ઇમામતના હાલના માલિક

**ખીસે અમર પુઠીયાં શાહ તોજે દરગાહમેં કબુલ કર**
તારી સત્તાની રૂએ ઓ શાહ તારી હજુરમાં કબુલ કર

મૌલાના આગા સુલતાન મહમદશાહ દાતાર
ઓ અમારા ધણી આગા સુલતાન મહમદશાહ દાતાર
(સીજદો દેવો)
(નમન કરવું.)

અલ્લાહુમા યા મૌલાના અંતસ્સલામ વ
ઓ ખુદા ઓ અમારા ધણી તુંજ સલામત છે અને
મિનકસ્સલામ
સલામતી તારામાંથી આવે છે.

વ એલયકાયરજ ઉસ્સલામ વ
અને સલામતી પાછી તારામાં સમાવાની છે અને
એલયકા અલફસ્સલામ
હજારો સલામતીઓ તારા ઉપર આધાર રાખે છે.

હય્યના રબ્બના બિસ્સલામ. વ
ઓ અમારા પાલનહાર સલામતી સાથે હૈયાત રાખ. અને
અદખિલના દારસ્સલામ. તબારકતા
અમને સલામતીના ઘરમાં દાખલ કર. ઓ અમારા
રબ્બના વ તાલૈતા. યા
પાલનહાર તું બરકતદાર અને બુલંદ છે. ઓ

ઝુલજલાલ વલઇક્રરામ. ૧
કીર્તીવાન અને મોટા મનના ધણી. ૧

—નોટ—એટલું બધા પાઠોમાં પડવું.

બેફઝલેકા રહેમત બિકુન. યા મૌલાના–૨
તારી મહેરબાનીથી તું દયા કર. ઓ અમારા ધણી–૨

લુત્ફે વ કરમકુન. યા મૌલાના–૩
રહેમ અને કૃપા કર. ઓ અમારા ધણી–૩

લાહૌલ વલા કુવ્વત ઇલ્લાબિકુન. યા મૌલાના–૪.
તારા સિવાય કોઇને શકિત કે સત્તા નથી. ઓ અમારા ધણી-૪

જુદ જુદબ ફરિયાદ બેરસ. યા મૌલાના–૫
જલદી જલદી અમારી અર્જને પહોંચ. ઓ અમારા ધણી–૫

અલ્લાહુમા, યા સૈય્યદી, મિનકામદદી,
ઓ ખુદા, ઓ અમારા ધણી, તારી તરફની મને મદદ છે,

વ અલૈકા મોઅતમદદી,
અને તારા ઉપર મારો ભરોસો છે.

ઇય્યાક નઅબદો. વ ઇય્યાકા નસતઇન.
અમે તારીજ બંદગી કરીએ છીએ. અને તારીજ મદદ માગીએ છીએ.

યા અબલ્લગોસ અગિસની. યા અલી

એ મદદ કરનાર મારી વ્હારે આવ. એ અલી

અદરિકની, બેલુત્ફેકલખફી.

તારી છુપી રહેમતથી મારી મદદે પહોંચ.

સવાબી. રહેમતી. મરહમતી.

મને નેક બદલો આપ. મારા ઉપર દયા કર. મને આર્શીવાદ આપ

સચ્ચો મહમદ અરબી.

અરબસ્તાનમાં રહેનારો નબી મહમદ સાચો છે.

અલી મહમદ યક ખુદા. હક્ક સનાસ દફે બલા.

અલી અને મહમદ એકજ ખુદાઇ નુર છે. ખરેખર ઓળખનારની-

બલા નાબુદ થાય છે,

લાઇલાહા ઇલલ્લાહ, મોહમ્મદુરરસુલિલ્લાહ.

ખુદા સિવાય બીજો ખુદા નથી મહમદ ખુદાના પેગમ્બર છે,

અમીરૂલ મોઅમનીન અલી સહી અલ્લાહ.

સાચા દીનદારોના સરદાર અલી ખરેખર ખુદા છે.

હસ્બોનલ્લાહ, વ નિયમલ વકીલ,

ખુદા અમારા માટે સંપુર્ણ છે, અને સારો હિમાયતી છે.

વ નિયમલ મૌલા, વ નિયમલ નસીર.

અને સારો ધણી છે. અને સારો મદદગાર છે.

ગુફરાનકા રબ્બના. ૫
ઓ અમારા પાલનહાર તારા પાસે માફી માગું છું. અને

એલય કલમસીર પંજ પાટીજી
તારી પાસે અમે પાછા આવવાના છીએ, પાંચ ભાગની

વિનતિ, ખીસે અમર પુઠીયાં, શાહ તોજે
આજીજી, તારી સત્તાની રૂએ, ઓ શાહ

દરગાહમેં કબુલ કર. મૌલાના આગા સુલતાન
તારી હજુરમાં કબુલ કર. ઓ અમારા ધણી આગા

મહમદશાહ દાતાર. (સીજદો દેવો.)
સુલતાન મહમદશાહ દાતાર. (નમન કરવું.)

નોટ—પછી શાહ દીદારનો પંજો દેતાં "શાહ દીદાર" એમ દરેક વખત બોલવું. તે બાદ શાહકું-સલામ, પીરકું સલામ, કરોકરમ, રખોશરમ, બંદો સિરતાપા ગુનેહગાર યા શાહ તું બકસીએ બક્ષણહાર." એમ બોલી સીજદો દઈ. "પીર શાહ"ની તસબી કઢાવવી-તસબી પૂરી થતાં પડવું.

૬

અલી અલ્લાહ, યા શાહ, રાહીએ,
અલી ખુદા, ઓ શાહ, તારી તરફ આવનાર રાહદારી,

દરગાહીએ, 'ઇશ્કદારીએ, પંજેભાઇએંખે,
હજુરમાં આવનાર, પ્રેમ રાખનાર, પંજેભાઇઓને,

તુસી તોહજો દીદાર દીએં, ખીસે અમર પુઠીયાં,
તું તારો દીદાર નસીબ કર. તારી સત્તાની રૂએ,

શાહ તોજે દરગાહમેં કબુલ કર, મૌલાના આગા
ઓ શાહ તારી હજુરમાં કબુલ કર. ઓ અમારા ધણી

સુલતાન મહમદશાહ દાતાર. (સીજદો દેવો.)
આગા સુલતાન મહમદશાહ દાતાર. (નમન કરવું.)

૭

અલી અલ્લાહ, યા શાહ, ફઝલ વ રહેમત કરીએ,
અલી ખુદા, ઓ શાહ મહેરબાની અને દયા કર,

કુલ્લ બલાઉં દફે કરીએ. જીઅરેખે જોતદીએ,
સઘળી બલાઓ દુર કર. જીવતાઓને આબાદ રાખ,

મોએખે મોક્ષ દીએ. 'જીનીજા પીંઢ ભગે તીનીજા-
મર્ણ પામેલાઓને મુક્તિ આપ, જેનાં શરીર ફુટી જાય તેઓના

જીવ સુથાએ કરીએ, ખએર પેદા કરીએ.
આત્માઓને સારા સ્થળમાં જગ્યા દે. ભલાઇ જાહેર કર,

શાર દફે કરીએ. તોહજો દીદાર નસીબ કરીએ.
બુરાઇ દુર કર. તારો દીદાર આપ.

બરકત દુવા સાંજીજી વિનતિ, ખીસે અમર
સાંજની બંદગીની આજીજીના પ્રતાપે. તારી સત્તાની

પુઠીયાં, શાહ તોજે દરગાહમે કબુલ કર, મોલાના-
રૂએ, ઓ શાહ તારી હુજુરમાં કબુલ કર, ઓ અમારા

આગા સુલતાન મહમદશાહ દાતાર. (સીજદો દેવો,)
ધણી આગા સુલતાન મહુમદશાહ દાતાર. (નમન કરવું.)

**નોટ**—નીચેની દુવા સીજદામાં પડવી.

૮

યા શાહ, પીર વકીલ, જુમલો જમાત, માદર પીદર,
ઓ શાહ પીરો, વકીલો, આખી જમાત, માતા પિતા,

ખેસ ખીશંધર, જીંદેહ મુરદેહ, બંદો સિરતાંપા-
સગાં વહાલાંઓ, જીવતાઓ મુવેલાઓ, સેવકો માથાથી

ગુનેહગાર. યા શાહ તું બક્ષીએ બક્ષણુહાર.
પગ સુધી ગુનેહગાર છે. ઓ શાહ તું માફી બક્ષનાર માફ કર.

૯

બિસ્મિલ્લાહ હિર્રહમા નિર્રહિમ. લાઇલાહાઇલલ્લા-
કૃપાળુ અને દયાળુ ખુદાના નામથી (શરૂ કરૂં છું.) ખુદા સિવાય

હુલ હૈય્યુલ કય્યુમ. લાઇલાહા ઇલલ્લાહુલ-
બીજો ખુદા નથી જે હય્યાત અને કાયમ છે. ખુદા સિવાય બીજો

મલકુલ હકકુલ મુબીન. લાઇલાહા
બીજો ખુદા નથી જે સાચો ને પ્રત્યક્ષ બાદશાહ છે. ખુદા સિવાય

ઇલલ્લાહુલ મલકુલ હકકુલ યકીન. લાઇલાહા
બીજો ખુદા નથી જે ચોકસ અને ખરેખર બાદશાહ છે. ખુદા સિવાય

ઇલલ્લા માલેકેય વ મિદદીન. લાઇલાહા
બીજો ખુદા નથી જે કયામતના દિનનો ધણી છે. ખુદા સિવાય

ઇલલ્લાહુલ અલીયુલ અઝીમ. લાઇલાહા ઇલલ્લા
બીજો ખુદા નથી જે મોટો ને બુલંદ છે. ખુદા સિવાય

હુલ હલીમુલ કરીમ. લાઇલાહા ઇલિલ્લાહ
બીજો ખુદા નથી જે ધૈર્યવાન ને ઉદાર છે. ખુદા સિવાય

હો રબ્બે સમાવાતે સબઅ. વ રબ્બે
બીજો ખુદા નથી જે સાત આસમાનનો પાલનહાર, અને સાત

અરજીન સબઅ. વ. માફિહિન્ના, વ
જમીનોનો પાલનહાર, અને તેઓની અંદર, અને

માબઈન હુમા, વ રબ્બિલ અરસીલ અઝીમ.
તેઓની વચ્ચે, (જે છે.) અને સૌથી મોટી ને ઉંચી અર્ષ કુરશી-

લાઈલાહા ઈલલ્લાહ, મોહમ્મદદુર-
નો પાલનહાર છે. ખુદા સિવાય બીજો ખુદા નથી. મહમદ ખુદાના

રસુલિલ્લાહ, વ અમીરૂલ મોઅમનીન, અલી-
પેગમ્બર છે, અને સાચા દીનદારોનો સરદાર, અલી

સહી અલ્લાહ. હકકનહકકા, અસ્તગફિરૂલ્લાહ-
ખરેખર ખુદા છે. ખરેખર, મહાન ખુદાની પાસે માફી

હિલ અઝીમે. વ બે હમ્દેહી. અસ્તગફિરૂલ્લાહ
માગું છું અને તેના વખાણ કરૂં છું. માફી માગું છું.

રબ્બિ, વ અતુબો એલયહી.
ખુદાની જે પાલનહાર છે. અને હું તેના પાસે તોબા કરૂં છું.

લાઈલાહા ઈલલ્લાહ અંતા સુબહાનકા,
ખુદા સિવાય બીજો ખુદા નથી, તું પાક છે.

ઇન્નીકુંતો મિનજઝાલેમિન લા ફતા ઈલ્લા અલી.
ખરેખર હું પાપી છું. નથી શુરવીર અલી સિવાય,

લાસૈફ ઈલ્લાહ જુલફીકાર. નાંદેઅલીયન,
નથી તલવાર જુલફીકાર સિવાય. સાદ કરો અલીને [જે]

**મઝહરલ અજાએબ, તજીદહુ અઉનન લકાફિન નવાએબ.**
કુદરતનો કરનાર છે. તને માલમ પડશે કે તે તારી મુસીબતમાં

**કુલ્લો હમ્મીન વ ગમ્મીન સયંજલી,**
મદદગાર થશે. સઘળા દુ:ખોને મુશ્કેલીયો દુર થશે.

**બ વિલાયતેકા. યા અલીયો યા અલીયો યા અલી.**
તારી મદદથી. એ અલી એ અલી એ અલી.
છુકારો નાખવો.

**નોટ**—સબુહની દુવા હોય તો "સબુહ સાદક"ની તસબી કઢાવવી.

## ૧૦

## દુવા પંજતન પાકેંજી.

પાંચ પવિત્ર તનને લગતી બંદગી.

**હઝરત નબી મહમદ મુસ્તફા રસુલ સલલ્લાહો**
માનવંતા પેગમ્બર મહમદ મુસ્તફા એના ઉપર ખુદાના
**અલયહિ વ સલ્લમ. હઝરત મૌલા**
આર્શીવાદ અને શાન્તી. મહાન ધણી
**મુરતજાઅલી. બીબી ફાતમત ઝોહરા રજી**
મુરતજાઅલી, શોભાયમાન બીબી ફાતેમા મ્હોટા

અલ્લાહો તઆલા. હઝરત ઇમામ હસન.
ખુદા તેના પર રાજી રહે. માનવંતા ઇમામ હસન.
હઝરત ઇમામ હુસેન. પંજતન પાકેજી દુવાજી વિનતિ.
મહાન ઇમામ હુસેન. પાંચ પવિત્ર તનને લગતી બંદગીની
ખીસે અમર પુઠીયાં, શાહ તોજી દરગાહમેં
વિનતી. તારી સત્તાની રૂએ, એ શાહ તારી હજુરમાં
કબુલ્લ કર, મૌલાના આગા સુલ્તાન મહમદશાહ
કબુલ કર, એ અમારા ધણી આગા સુલતાન મહમદશાહ
દાતાર. (સીજદો દેવો.)
દાતાર. (નમન કરવું.)

નોટ—પછી પીરોની પુઠીઉ પડવી જે ૪૯ છે પણ જેટલી દુવામાં પડાય છે તે લખી છે.

૧૧

## દુવા ગત પીરેંજી.

ગતના પીરોની દુવા.

૧ પીર અવલ નબી મહમદ મુસ્તફા રસુલ સલલ્લાહો અલયહિ વ સલમ.

૨ પીર ઇમામ હસન

૩ પીર કાસમ શાહ.
૪ પીર જાફરશાહ.
૫ પીર જેનુલ આબદીન

• • •

૨૬ પીર સદરદીન.
૨૭ પીર હસન કબીરદીન.

• • •

૪૯ કુલ પીરેંજો પીર, મૌલાના આગા સુલતાન
મહમદશાહ દાતાર.

હાજર જોમેજો ધણી. યા રબ્બ, હક્કે ઉનદો
ઇમામતના હાલના માલિક, ઓ પાલનહાર, સત્યવંતી

ગુલેગુલશને બતુલ બક્ષીએ મારા બ ફાતેમા
બીબી ફાતેમાની વાડીના બે ગુલાબના પુલો (હ. હસનૈન.) ની

દુખતરે રસુલ.
ખાતર, પેગમ્બરની દીકરી બીબી ફાતમાની ખાતર માફ કર.

દુવાગત પીરેંખે રસાડણજી વિનતિ. ખીસે અમર
સઘળા પીરોના આશીર્વાદની વિનતિ. તારી સત્તાની

પુઠીયાં. શાહ તોજો દરગાહમેં કબુલ કર, મૌલાના
રૂએ, ઓ શાહ તારી હજુરમાં કબુલ કર, ઓ અમારા

આગા સુલતાન મહુમદશાહ દાતાર. (સીજદો દેવો)
આગા સુલતાન મહુમદશાહ દાતાર (નમન કરવું.)

૧૨

## દુવા ગત સહીદેંજી.

ગત સહીદો માટે દુવા.

દુવા દીયો ગત સહીદે. બારગુરેં,
ગત સહીદો માટે દુવા આપો. બારગુર (પીર સદરદીન.)
ઔલીયા, અંબીયા, સીતેર સો સો હુસેની,
ખુદાના દોસ્તો. પેગમ્બરો, સાત લાખ હુસેનીઓ,
એક લાખ ચોવીસ હજાર પેગમ્બર ગત જુમલે
એક લાખ ચોવીસ હજાર પેગમ્બરો, સઘળા આત્મા-
જે રૂએખેં રસાડણજી વિનતિ, ખીસે અમર પુઠીયાં,
ઓને દુવા પહોંચાડવાની વિનતિ, તારી સત્તાની રૂએ,
શાહ તોજે દરગાહમેં કબુલ કર મૌલાના આગા
ઓ શાહ તારી હજુરમાં કબુલ કર, ઓ અમારા ધણી
સુલતાન મહુમદશાહ દાતાર. [સીજદો દેવો.]
સુલતાન મહુમદશાહ દાતાર. (નમન કરવું)

નોટ—પછી "પંજતન પાકની" તસબી કહાવવી.

૧૩

# દુવા નિય્યત ખએર.

## ભલી ધારણાઓની બંદગી.

આકબતજો ખએર કરીએ. હીતમાંદ ખએર કરીએ.
અમારો અંતકાળ સારો કરજે. હમણાં અને ભવિષ્યમાં ભલું કરજે.

દીન દુનિયાંજો ખએર કરીએ. આઠ પહોર ચોસઠ
દુનિયાં અને આખરતમાં સારૂં કરજે. આઠ પહોર ને ચોસઠ

ઘડિઉં ખએર સલામતીસેં ગુજારીએ.
ઘડિ ભલાઇ—આબાદી સાથે પસાર કરજે.

વાટે, ઘાટે, રાહ મુસાફરે, રાહીએ દરગાહીએ,
રસ્તામાં, મંજલમાં, રાહદારીઓનું, તારી તરફ આવનાર અને

પંજેભાઇએં, અમલદારીએં,
હજુરમાં પહોંચનારનું, પંજેભાઇઓ, અધિકારીઓ,

ધરકદારીએં, જુમલે જમાયતજો ખએર કરીએ.
તલબગારો, અને આખી જમાતનું ભલું કરજે.

આલનબી આલાદ અલીજો ખએર કરીએં.
અલી નબીના પરિવારનું ભલું કરજે.

યા અલી રખેં જાલમકનાં, યા અલી રખેંશર
ઓ અલી જુલમગારોથી બચાવ, ઓ અલી શયતાનની
શયતાનકનાં, યા અલી રખેં તીનીકનાં
બુરાઇથી બચાવ. ઓ અલી જેઓને તારી
જીનીખે તોજી સાંજાએ ન આહે. યા અલી તું
હુચ્યાનથી તેઓથી બચાવ. ઓ અલી તું
ખએર કરીએ. ખએરજી વિનતિ. ખીસે અમર
ભલું કરજે. ભલાઇ બાબેની આજીજી. તારા હુકની
પુઠીયાં. શાહ તોજે દરગાહમેં કબુલ કર મૌલાના
રૂએ. ઓ શાહ તારી હજુરમાં કબુલ કર ઓ અમારા
આગા સુલતાન મહમદશાહ દાતાર. (સીજદો દેવો.)
આગા સુલતાન મહમદશાહ દાતાર. (નમન કરવું.)

નોટ—નીચેની દુવા સીજદામાં પડવી.

૧૪

૧ દીયો સીજદો અલ્લાહ મરેહેઆં અલી મહમદ
સીજદો દીયો ખુદા રહેમત કરે અલી મહમદ
ગત જુમલેજી મુશ્કીલ આશાન કરે.
સઘળી જમાતોની મુશ્કેલીઓ આશાન કરે.

૨ દીયો સીજદો અલ્લાહ મરેહેઆં સાહેબ,
સીજદો દીયો ખુદા રહેમત કરે, મૌલા
સતજો કાંગવો કબુલ કરે.
સતનો કોલ (બચ્ચત.) કબુલ કરે.

૩ દીયો સીજદો ત સાહેબ, ગુરપીરજો બોલમથે કરે.
સીજદો દીયો મૌલા ગુરપીરનો બોલ બુલંદ કરે.

૪ દીઓ સીજદો ત સાહેબ, રાહીએં દરગાહીએં
સીજદો દીયો મૌલા રાહદારી અને હજુરમાં
દર પહોંચાએ દીદાર નસીબ કરે.
આવનારને આસ્તાને પહોંચાડી દીદાર આપે.

૫ દીયો સીજદો ત સાહેબ, બારગુર જે ઔલાદ
સીજદો દીયો મૌલા બારગુર (પીર સદરદીન)ની
જે કલામમે સગવીજે.
ઔલાદના કલામમાં બરકત મુકે.

૬ દીયો સીજદો ત સાહેબ, અનપાણીજે ભંડા-
સીજદો દીયો મૌલા, અનાજપાણીના જથ્થા
રમેં બરકત વીજે.
માં બરકત નાંખે.

૭ દીયો સીજદો ત સાહેબ, ફરજીઅનતા ફરજ-
સીજદો દીયો મૌલા, દેવાદારોને કરજ મુક્ત કરે,

લાએ, ફરજીઅનજો કારસાજ થીએ.
જેનાપર ફરજ પડી હોય તેઓના કારજ ઉકલાવી આપે.

૮ દીઓ સીજદો ત સાહેબ, દીનજા દુશમન દફે કરે.
સીજદો દીયો મૌલા, દીનના દુશમનોને નાબુદ કરે.

૯ દીયો સીજદો ત સાહેબ, દરખાનેમેં સરાઇઉં
સીજદો દીયો મૌલા, પોતાના રહેઠાણુમાં

ખુશહાલીઉં વધાયું કરે.
ખુશીખુશિયાલી અને આબાદી ફેલાવે.

૧૦ દીયો સીજદો ત સાહેબ, રાજાકે રાજદે,
સીજદો દીયો મૌલા, રાજાઓને રાજ બક્ષે,

પ્રજાકે સુખદે.
પ્રજાઓને સુખ આપે.

૧૧ દીયો સીજદો ત સાહેબ, ગતજુમલેજીઉં
સીજદો દીયો મૌલા, બધી જમાતોની

મનગુરીઉં મુરાદું હાંસલ કરે.
મનમાં ધારેલી ઉમેદો પુરી કરે.

૧૨ દીયો સીજદો ત સાહેબ, બંધીવાનેજા
સીજદો દીયો મૌલા, કેદીઓનો
બંધ ખલાસ કરે.
છુટકારો કરે.

૧૩ દીયો સીજદો ત સાહેબ, સીગો
સીજદો દીયો મૌલા, જલદી
સ્વારી કરે પ્રગટ થીએ.
જાહેર થાય.

૧૪ દીયો સીજદો ત સાહેબ, મુશ્કીલ આશાન કરે,
સીજદો દીયે મૌલા, મુશ્કીલો દુર કરે,
ખએર પેદા કરે, રખીચઠે મહાદનજે આજારકનાં.
આબાદી ફેલાવે, રોજ કયામતનાં દુઃખોથી બચાવે.

૧૫ દીયો સીજદો અલ્લાહ મેરેહેઆં અલી મહમદ
સીજદો દીયો ખુદા રહેમત કરે અલી મહમદ
ગતજુમલેજી વિનતિ કબુલ કરે.
બધી જમાતની આજીજી કબુલ કરે.

નોટ—સીજદામાંથી માથું ઉપાડી પડવું.

**દીયો ખટે પેટાંદજી સાર સંભાર,**
આવકમાંથી, ખાઓ તેમાંથી સાર (ઇમામનો હક) સંભારીને દેજો.

**ઉછીનું પાછીનું દમડીદામ સારે**
ઉધાર ઉછીનું લીધું હોય, (તે પણ તેને દેવું.) સરકાર સાહેબી

**સરકારમેં દીજા. યાર અલ્લાહ મરેહેઆં,**
દમડીદામ દેવાનું હોય તે દેવું. ભાઇ, અલ્લાહ રહેમત કરે,

**મૌલા અલી મનગુરીઉં મુરાદું હાંસલ કનેઆં,**
મૌલા અલી મનની ઉમેદો પુરી કરે.

**મૌલાના આગા સુલ્તાન મહમદશાહ દાતાર દીદાર**
આપણો ધણી આગા સુલતાન મહમદશાહ દાતાર દીદાર

**નસીબ કનેઆં. તસબી કઢો શાહ ગરીબ મીરઝાં ફઝલ**
નસીબ કરે. તસબી પડો ગરીબોના બેલી ફઝલ

**કર મૌલાના અલી.**
કરનાર મૌલા અલી.

**નોટ**—ઉપર મુજબ તસબી કઢાવવી પછી "યા અલી"ના નામની તસબી કઢાવવી પછી ફરમાનજી તસબી ૧૪ વખત "યા અલી" ૧૪ "સલવાત" ની કઢાવવી.

**અલ્લાહુમા સલ્લેઅલા મોહમ્મદન વ આલે મોહમ્મદ.**
ઓ ખુદા નબી મહમદ અને તેની આલ (ગાદી વારસ) ઉપર આશીર્વાદ મોકલ.

૧૬

**દુવા નિય્યત ખએર. આકુબતજો ખએર કરીએ.**
ભલી ધારણાની બંદગી. અંતકાળ સારો કરજે.

**યા અલી તું ખએર કરીએ. ખએરજી વિનતિ,**
ઓ અલી તું ભલું કરજે. ભલાઇ બાબેની આજીજી,

**ખીસે અમર પુઠીયાં શાહ તોજે દરગાહમેં કબુલ કર.**
તારી સત્તાની રૂએ ઓ શાહ તારી હજુરમાં કબુલ કર.

**મૌલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.**
ઓ અમારા ધણી આગા સુલતાન મહમદશાહ દાતાર.

(સીજદો દેવો.)
(નમન કરવું.)

નોટ—નીચેની દુવા સીજદામાં પડવી.

**યા શાહ, ભલી બતાઇએ, બુરી તજાઇએ,**
ઓ શાહ, સારાઇ બતાવો, બુરાઇથી દુર રાખો,

હુરદો હાથ તુમારે.
એ બન્ને તમારા હાથમાં છે.

૧૭

મદદ અલી, સફાયત રસુલ, ઇતાઅત ખુદા
અલીની મદદ, મહમદની સીફારશ, તેના માટે છે જે

હજરત કબુલ. પીર સતગુર નુરની ફરિયાદ.
ખુદાની બંદગી કરે છે. પીર સતગુરનુર દાદ ચાહે છે.

પીર શમસ ચોટની ફરિયાદ. પીર સદરદીનની ફરિયાદ.
પીર શમ્સ દાદ ચાહે છે. પીર સદરદીન દાદ ચાહે છે.

પીર હસન કબીરદીનની ફરિયાદ. મોલાના આગા
પીર હસન કબીરદીન દાદ ચાહે છે. આપણા ધણી આગા

સુલતાન મહમદશાહ દાતાર પાસે ફરિયાદ. એણે
સુલતાન મહમદશાહ દાતાર પાસે દાદ ચાહે છે. નીચે

કલમે કલમું પાક.
મુજબ કલમો પવિત્ર છે.

અશહદો અન્ન લાઇલાહા ઇલલ્લાહ.
હું સાક્ષી આપું છું કે, ખુદા સિવાય બીજો ખુદા નથી.

**અશહદો અન્ન મોહમ્મદદુર રસુલિલ્લાહ.**

હું સાક્ષી આપું છું કે મોહમ્મદ ખુદાના પેગમ્બર છે.

**અશહદો અન્ન અમીરૂલ મોઅમનીન અલી**

હું સાક્ષી આપું છું કે, સાચા દીનદારોનો સરદાર અલી

**સહી અલ્લાહ.**

ખરેખર ખુદા છે.

**હયેજીન્દાહ.**

તે હૈયાત છે.

**કાયમા પાયા.**

હંમેશાને માટે પામ્યા છીએ.

**નોટ**—છેલ્લો શબ્દ "કાયમ પાયા" બોલવા સાથે "શાહ પીર પાયા" કહી, સાથેજ નીચેની દુવા બોલાય છે..

**અલ્લાહ જો દીદાર, મહમદજી સફાયત, મહમદ સફાયત કરશે, મોમન બહેસ્ત લહંદા ઉણા, પુરા આશવંતા, ઉતારે પાર કરીએ, યા આગા સુલતાન મહમદ શાહ દાતાર.**

—અલ મરણુ મોત હક.—



## પાઠ ૧૮ નકલંકની આરતી.

એજી સેહેતર દીપમેં શાહ જાહેર બેઠા,
સાંજ સભુ નિત્ય જંપો મોરા ભાઇ,
આરતી કીજે નકલંક તણીજી,
સતગુર સોહોદેવ રાહ બતાઇ
બારગુર પીર સદરદીન દિશતબાઇ
આરતી કીજે નકલંક તણીજી (ટેક) ૧

એજી અજપેયા જાપ મુનીવરે જાણ્યા,
લખચોરાસી જીવના ફેરા ટાળ્યા આરતી કીજે. ૨

એજી અમરભેદ મુનિવરે જાણ્યા,
એકોતેર પુરીઆ જીવના ઓધારયા. આરતી કીજે. ૩

એજી અથરવેદમાં જે કોઇ માહેર,
દસ માહે દીનદયાળ પ્રભુ બેઠા જાહેર. આરતી કીજે. ૪

એજી અનેક વાજાંજત્રી વાજે,
અકળ સરૂપ દેખી દુનિયા લાજે. આરતી કીજે. ૫

એજી મત કોઇ લાજ કરો હરિજન,
ભક્તિ કરો આછે મનતન. આરતી કીજે. ૬

એજી ખટ દરશન સુન પુજાએ,
સતપંથ ધર્મકો મરમ ન પાએ. આરતી કીજે. ૭

એજી સતપંથ ધર્મ આરાધો મોરા ભાઇ,
અનત કરોડ જીવને હુઇ છે વધાઇ. આરતી કીજે. ૮

એજી ચેતનહારા તમે ચેતો મોરા ભાઇ,
કહે ગુર સોહોદેવ કરી લ્યો કમાઇ. આરતી કીજે. ૯

એજી ભણે પીર સદરદીન સુણો મોમન ભાઇ,
ગાફલ દુનિયાં શાહકો મરમ ન પાઇ. આરતી કીજે. ૧૦



## પાઠ ૧૯ આરતીના જ્ઞાનની માયના.

પવિત્ર ભુમિ–પાક દિલમાં મૌલા પ્રત્યક્ષ બીરાજે છે,
હે ભાઇઓ, હંમેશાં સવારસાંજ સ્મરણ કરો.
(જેથી દિલ પવિત્ર બને છે.)

નકલંક (અવતાર પાત્ર હાઝર ઇમામ)ની પુજા કરો,
આ સત્ય વાટ (રસ્તો) સદગુરૂ પીર સદરદીને બતાવી છે. ૧
અભ્યાસના અંતે–વગર જંપ્યે સ્વયં જાપ થયા કરે,
એવું ભકિતમાર્ગનું મહાન રહસ્ય શ્રેષ્ટ,
મુનીઓજ જાણી શકે છે, જેના ભવબંધનનો લય થાય છે.
નકલંકની પુજા કરો. ૨

અમરપદનો મર્મ મહાન મુનીઓ જાણે છે,

જે પોતાનાં એકોતેર પુર્વજોનું તારણ કરાવી શકે છે.
નકલંકની પુજા કરો. ૩

અર્થવવેદનું જ્ઞાન ધરાવનારા લોકો, પ્રત્યક્ષ બીરાજતા
દસમાં નકલંક અવતારની પિછાન મેળવી શકે છે.
નકલંકની પુજા કરો. ૪

માનવ લીલાવાળા ઇશ્વરીજયોત સ્વરૂપની નહીં કળી શકાય
તેવી લીલા જોઇ-ધણી,
નિંદાખોર જીભોના ત્રાસે, દુનીયાં લોક લજવાય છે.
નકલંકની પુજા કરો. ૫

હે મૌલાના સાચા આશકો, તમો એવી શરમ નહિ કરતા,
સાફ તનમનથી મૌલાની ભકિત કરો.
નકલંકની પુજા કરો. ૬

મ્હોટા (૬) છ સંપ્રદાયોમાં બુતપરસ્તિ થાય છે,
તેઓએ સત્યપંથ ધર્મનો ભેદ જાણ્યો નથી.
નકલંકની પુજા કરો. ૭

હે ભાઇઓ, તમો સતપંથ ધર્મના ફરમાન પ્રમાણે ચાલો.
જે થકી અસંખ્ય-કરોડો જીવો મુકિત પામ્યા છે.
નકલંકની પુજા કરો. ૮

હે ચેતવાવાળા ભાઇ ચેતો,

ગુર સહેદેવ (પીર સદરદીન) ફરમાવે છે કે,
હે ભાઇઓ નેક કમાઇનો સંગ્રહ કરો.
નકલંકની પુજા કરો. ૯

પીર સદરદીન માબાપ ફરમાવે છે કે હે ભાઇઓ સાંભળો,
ગફલતમાં પડેલા દુનિયાંના લોકો મૌલાના સ્વરૂપને
ઓળખી શકતા નથી.
નકલંકની પુજા કરો. ૧૦



## પાઠ ૨૦ જ્ઞાન ઘટપાટ થાપનાનું.

જીરેવાલા પાટ મંડાવીને ચોક પુરાવો,
હરખેસું કલશ થપાવો,
ચારે સુવાગણને તેડાવો, વધાવો તે કાયમ સ્વામી.
વાલા આજ મંદિર રળીયમણાં દીસે,

રૂડા સંત આવ્યા, રૂડા સાધ આવ્યા,
આપણે ઘેર પ્રભુજી પધાર્યા મંદિરીયે. (ટેક) ૧

જીરેવાલા દીસતડાં રૂડેરાં દીસે, બોલતડાં મુખ મીઠાં,
પવિત્ર થયાં ઘર આંગણાં મારાં, સતગુરૂ નજરે શું દીઠાં,
આજ મંદિર. ૨

જીરેવાલા કોઇ કહે છે મેલાંને કોઇ કહે છે ચોખાં,

કોઇ કહે છે ઓલ્યાં કેવાં, જોત જગાડી જુમલોજી બેઠાં,
હું બલિહારી તેની, આજ મંદિર. ૩

જીરેવાલા શ્રવણે સુણ્યાસો નજરેસું દીઠાં,
હું ભવોભવ દાસી તમારી,
દોહેલડાં સર્વે દુર કરો યા શાહ, વિનતિ કરીને પાય લાગું.
આજ મંદિર. ૪

જીરેવાલા ગુરનર સાથે ગોઠડી કીજે, તત્વ અક્ષર શુધ્ધ લીજે,
જેણે થકી ભવસાગર તરીયે સેવા સાહેબજીકી કીજે,
આજ મંદિર. ૫

જીરેવાલા એ જ્ઞાન મહા રસ પીર ભણાવે સદરદીન,
મોમન અમીરસ પીવા વહેલા આવો,
હાજર જોમાને પાય પડી, વધાવો તે કાયમ સ્વામી.
આજ મંદિર ૬



## પાઠ ૨૧ ઘટપાટ થાપનાના જ્ઞાનની માયના.

(પ્યારા ભાઇઓ જીવતા રહો, એવી દુવા આશિષ સાથે
પીર માબાપ ફરમાવે છે કે,)
ઘટપાટ સ્થાપના અર્થે પાટ માંડી, ચોક પુરી, ઉમંગથી
કળશ સ્થાપના કરો,

ચાર મહાન સતિઓનું આવાહન કરી તે દ્વારા નિરંતર
પ્રકાશી રહેલા મૌલાના નુરને વધાવો.
આજે આપણે ત્યાં ભલાં સંતસાધુ અને મૌલાની,
પધરામણી થતાં મંદિર રળીયામણું લાગે છે. ૧

દેખાવે સોહામણાં અને મીઠી જબાનવાળા સદગુરૂના દર્શન
થયાં–અને એમનાં આગમનથી આપણાં ઘર આંગણાં
પવિત્ર થયાં.
આજે આપણે ત્યાં. ૨

કોઈ પવિત્ર કહે, કોઇ અપવિત્ર કહે, તો કોઇ કહે એ
કેવો છે? તે સમજાતું નથી, (આ ઉત્તમ, મધ્યમ અને
કનિષ્ટ લોકોની મનોદશા છે, તે પર ખ્યાલ ન કરતા)
જે સમાજમાં "જ્યોતિ" યાને અલ્લાહ પાકે નાઝેલ કીધેલું
"નુરે મુબીન" (હાજર ઇમામ) બીરાજે છે, તે સમાજ
પ્રસંશનિય છે–ધન્યવાદને પાત્ર છે.
આજે આપણે ત્યાં. ૩

કાને સાંભળેલ તે જયારે નજર સામે દેખાય, ત્યારે
આશકો કહે અમે આપના જન્મોજન્મના દાસ છીએ,
અમારી મુશ્કીલો આસાન કરો; અમે વિનતિ કરીને
પગે પડીએ છીએ.
આજે આપણે ત્યાં. ૪

દુનિયાંરૂપી મહાસાગરથી પાર થઇ મુકિતના કિનારે પહોંચવા, હાજર ઇમામની ગુપ્ત મુલાકાત લઇ તત્વ અક્ષર-ગુરૂમંત્ર લેવાની જરૂર છે, અને સેવા ધર્મ નહિ વીસરતા.

આજે આપણે ત્યાં. ૫

આ મહાન રહસ્યમય જ્ઞાન પીર સદરદીન માબાપ ફરમાવતાં કહે છે કે, દીનદારો અમૃતમય આબે સફા પીવા વહેલા હાજર થાઓ, હાજર ઇમામને-અનાદિથી પ્રકાશી રહેલ ઇલાહી નુર રૂપે ઓળખી નમો અને દ્રઢ

પ્રેમભાવ બતાવો. આજે આપણે ત્યાં. ૬



## પાઠ ૨૨ જ્ઞાનામૃત ભાગ ૧ લો.

જીરેભાઇ ધરમી તે જે વીરા ધરમ વિચારે,
અવર તેને કાંઇ નહિ સુજે, જીરેભાઇ. ૧
જીરેભાઇ ધરમી થઇને પરનિંદાસું રાચે,
તે ધરમી નહિ પણ ચોર, જીરેભાઇ. ૨
જીરેભાઈ સત્યનો મારગ તેને કાંઇ નહિ સુજે,
તે અમથી અળગા જાણો, જીરેભાઇ. ૩
જીરેભાઇ મોમન તે જે આપણા મનને સમજાવે,
અવર સમજાવે સો કુસા, જીરેભાઇ. ૪

જીરેભાઈ ભણે પીર ઇમામશા તમે મનને સમજાવો,
તો વહેલા અમરાપુરીમાં આવો, જીરેભાઈ. ૫



## પાઠ ૨૩ ઉપલા જ્ઞાનની માયના.

પીર માબાપ ફરમાવે છે કે, હે ભાઇઓ, ધર્મપંથે ચાલ-
નાર સાચો ધર્મિષ્ટ તે કહેવાય કે જે હંમેશાં સારા અને
નેક ધર્મનાજ વિચાર કરે, તે સિવાય બીજા ખોટા
ખ્યાલો પણ ન કરે. ૧

હકીકતી, મોમન દીનદાર થઇ જે પારકી નિંદામાં મશગુલ
રહે, તે ધર્મી નથી પણ ચોર છે. એટલે ધર્મીપણાનો
ખોટો ડોળ કરનાર છે. ૨

એવા ડોળઘાલુ ધર્મીપણું દેખાડનારને સાચો રસ્તો મળશે-
જ નહિં, તે શાહ પીરથી ઘણા છેટા છે. ૩

ખરો મોમન દીનદાર એ છે કે, જે પોતાના મનને વશ
રાખી શકે, પોતે પુરો ન હોય ને બીજાને બોધ આપે
તે શા કામનો. ૪

પીર ઇમામશાહ ફરમાવે છે કે, તમે પોતાના મનને

સમજાવો–અર્થાત મનપર કાબુ રાખી ઇલ્મ પ્રમાણે અમલ
કરો, તો તરતજ અમર સુખના અધિકારી બનો. ૫



## પાઠ ૨૪ જ્ઞાનામૃત ભાગ ૨ જો.

એજી આનંદ આનંદ કરેયો રખીસરો,
અવ્વલ શાહ તમે પાયા. ૧
એજી મિલો ને મિલાવો રખીસરો,
મલી કરી કરેયો કમાઇ. ૨
એજી જંબુદ્વીપમાં શાહ મોરો પરવરેયા,
રખીયાં ને ઘેર વધાઇઉં. ૩
એજી રખીસરોને શાહ મોરો ઉગારશે,
કરણી તણાં ફળ દેશે. ૪
એજી દીયો દશોંદ અવતાર બીયાવો,
એણે કર્તવ્યેં જીવડો છુટે. ૫
એજી વિખડી વેળા માંહે પંથ કઠણ છે,
આવેયાં આગમ એંધાણ. ૬
એજી ભણે પીર સદરદીન સતગુર બ્રહ્મા,
તમે ચેતો તે ચેતણહાર. ૭



## પાઠ ૨૫ ઉપલા જ્ઞાનની માયના.

પીર માબાપ ફરમાવે છે કે, હે મોમનો ખુશી થાઓ,
તમને શ્રેષ્ટ સદ્ગુરૂ મળ્યા છે. ૧
હે મોમનો પરસ્પર પ્રેમથી મળો, અને ઐકયતાથી
સુકૃત્યો કરો. ૨
પવિત્ર ભુમિમાં મૌલાની પધરામણી થતાં, ઇમાનદારોને
ત્યાં વધામણી. ૩
મૌલા મોમનોને બચાવશે, અને સુકૃત્યોનો બદલો આપશે ૪
દશોંદ આપો. હાઝર ઇમામનું સ્મરણ કરો, એવી
કમાઇથી જીવને મુક્તિ મળશે. ૫
બારીક સમયમાં સત્યપંથે રહેવું મુશ્કીલ છે, ભવિષ્યની
કહેલ નિશાનીયો આવી છે. ૬
સદ્ગુરૂ બ્રહ્મા પીર સદરદીન ફરમાવે છે કે, ઓ ચેતવા-
વાળા તમે ચેતજો. ૭



## પાઠ ૨૬ જ્ઞાનામૃત ભાગ ૩ જો.

એજી ભલેરે ભાઇ તમે કરી લ્યો કમાઈ,
ભાઇ અપના કીયા તમે પાઓગેરે. ૧

એજી અપને સાહેબજીકો સબ કુછ માલમ,
આગળ છપી કયે ઘર જાઓગેરે. ૨

એજી જુઠેરે પાખંડે તમે કાંઇ રાચો,
ભાઇ મારા ફરી ફરીને પસ્તાઓગેરે. ૩

એજી મહેશાર વેલા માંહે ઠોરજ નાંહી,
ત્યાં કયું કરી મુખ દીખલાઓગેરે. ૪

એજી કાચીરે કાયા કોટ મીટીહા,
માંહે વિમરસ કરીને દેખોરે. ૫

એજી અગન પાણી એબી દોનું સમાયા,
ભાઇ ઇયું કરી પિંઢ નિપાયારે. ૬

એજી એક કણ દેશો તેના પલત્ર સવા લાખ લેશો,
એ તો નિપાણુહારા ખાલક રે. ૭

એજી અલી મહમદ સાચા કલેમા,
ભાઇ તિન બિનાં મોક્ષ નાંહિરે. ૮

એજી સૈય્યદ મહમદશાહ સાચુંરે આખે,
આપણી કરત કમાઇ સાથ લે જાઓગેરે. ૯



## પાઠ ૨૭ ઉપલા જ્ઞાનની માયના.

પીર માબાપ ફરમાવે છે કે, તમો સુકૃત્ય કમાઇ કરી લ્યો,
પોતાની કરેલી કમાઇ પ્રમાણે તેનું ફળ—
ફાયદો તમને મળશે. ૧

આપણા ખુદાવંદ તઆલાને બધું રોશન છે,
એનાથી સંતાઇને કયાં જશો. ૨

ખોટી કૃત્રિમ ચીજો પર શા માટે મોહિત થાઓ છો,
એથીજ તમોને વારંવાર પસ્તાવો કરવો પડશે. ૩

દુઃખના વખતમાં કયાંઇ રાહતનું સ્થળજ નહિ મળે,
તમો ત્યાં શું મોઢું બતાવશો. ૪

આ શરીર કાચી માટીનો કિલ્લો છે,
તેનો વિચાર કરી અંદર ખોજ કરી જુઓ. ૫

અગ્નિ અને પાણી વિગેરે તત્વો વડે,
આ શરીરની રચના થએલ છે. ૬

અહીં એક દાણો દેશો તો પરલોકમાં સવાલાખ ગણું ફળ મળશે,
તે આપનાર પરવરદેગાર છે. ૭

હ. મૌલા મુરતજાઅલી અને હ. નબી મહમદ મુસ્તફા સ. નો કલેમો સત્ય છે,
તેઓનું શરણુ લીધા વગર મુક્તિ નહિં મળે. ૮

સય્યદ મહુમદ શાહુ ખરેખરૂં કહે છે કેઃ—
પોતાનાં કરેલાં કર્તવ્યો સાથે લઈ જશો. ૯



## પાઠ ૨૮ ઇસલામીઓનું આચરણ.

તો મુનીવરભાઇ આજ કલિમાંહિ મુસલમાન કૌન હુયે,
ઉસકા તમે સુણો વિચાર,
સુન્નત પાંચ કરાવે દેહીમાં,
આજ સોહી મુસલમાન દીનદાર.
રે આજ સોહી મુસલમાન દીનદાર. ૨૮૨
તો મુનીવરભાઇ પ્રથમ જીભીયા સુન્નત કીજીએ,
સર્વે નિંદા જુઠ ને વાર,
હરદમ નામ લીયો સાહેબનું,
કેને મુખથી ન કહીએ માર રે— ૨૮૩
તો મુનીવરભાઇ બીજી ઇંદ્રિય સુન્નત કીજીયે,
પરસ્ત્રી ગમનસું મન વાર,
તમે મત ચુકો બાવલે,
ભાઇ ઉસકા બુજો વિચાર રે— ૨૮૪
તો મુનિવરભાઇ ત્રીજી સુન્નત કીજે આંખની,
કીસપર કુડી નજરે મત દેખ,

સર્વે રંગરૂપ સાહેબે સરજીયાં,
તેની માટી લેખો સબ એકરે— ૨૮૫

તો મુનીવરભાઇ ચોથી સુન્નત કીજે કાનની,
હરિ નામ સુણતાં દિન જાએ,
કેની નિંદા બદગોઇ સાંભળીએ નહિં,
તો સાંહીયાં સંગાતિ થાએરે— ૨૮૬

તો મુનીવરભાઇ પાંચમી સુન્નત કીજે હાથપગની,
દોનું મલી એકજ આએ,
કોઇ પ્રાણી પર હાથ ન ઉપાડીએ,
અને અસત્યકે ઠામ ન જાઇએરે— ૨૮૭

તો મુનીવરભાઇ એવી પાંચ સુન્નત કરાવો દેહીમાં,
અને સબ ઠોર ઇમાન રાખ,
તો નિમાજ રોજા સબ કીયા,
સોહી મુસલમાન હયે પાકરે— ૨૮૮

તો મુનીવરભાઇ તમે કલેમા પડો મુખથી,
ગુર નબી મહમદની આલના પુજો પાયે,
નિત્ય નિત્ય ગતમાં જઇ જીકર કરો,
સોહી મુસલમાન બ્હેસ્તે જાયેરે— ૨૮૯

——:o:——

## પાઠ ૨૯ ઉપલો જ્ઞાનની માયના.

પીર માબાપ ફરમાવે છે કે, આજે કલિયુગના જમાનામાં મુસલમાન કોણ કહેવાય તેની હકીકત સાંભલો, જે પાંચ પ્રકારની અંદરની સુન્નતના પાબંદ હોય તે સાચા મુસલમાન દીનદાર છે. ૨૮૨

પહેલી જબાનની ક્રિયા એ કે, કોઇની નિંદા ન કરવી, જુઠું ન બોલવું, હંમેશા મૌલાના નામનું સમૃણ કરવું અને કોઇને હિંસા કરાવવા ઉશ્કેરવો નહિ. ૨૮૩

બીજી ક્રિયા નફસ અમારાને વશ કરવાની, પર સ્ત્રી સંબંધી વિચાર પણ ન કરવો. હે દિવાનાઓ ભુલ મકરો અને તેનો મતલબ સમજો. ૨૮૪

ત્રીજી ક્રિયા આંખની છે કે કોઇના પર ખરાબ નજરથી ન જુઓ, રંગરૂપ–ઇન્સાનઘાટ ખુદા વંદ આલમીને એકજ મીટીમાંથી બનાવ્યા છે એમ જાણવું.

ચોથી કાનની ક્રિયા એ કે, હંમેશા મૌલાની તારીફ સાંભળવી નિંદક લોકો પાસે બેસી બદગોઇના ગંદા બોલો ન સાંભળીએ તો મૌલા મદદગાર થાય. ૨૮૫

પાંચમી ક્રિયા હાથ અને પગની છે, કોઇના પ્રતિ જુલ્મી દસ્ત લંબાવવો નહિ, અને ખોટે રસ્તે જવું નહિં. ૨૮૬

એવી બાતુનની પાંચ ક્રિયાઓ પુરી રીતે પાળે, અને બધી બાબદોમાં દ્રઢ ઇમાન હોય, તેની હમેશની બંદગી કરવી નિમાજને રોજા કબુલ થાય અને તે પાક મુસલમાન છે. ૨૮૭

હે ભાઇ કલેમો વિર્દ રાખો, નબી મહમદ મુસ્તફા રસુલ સલલ્લા અલૈહિ વસલ્લમની અહેલેબેત પાક (હાઝર ઇમામ)ના ચરણુની સેવા કરો, હંમેશા ધર્મસ્થાને જઇ તેની તારીફ કરો, આમ વર્તનાર, સાચો મુસલમાન અને બહેસ્તનો અધિકારી છે. ૨૮૮



## પાઠ ૩૦ સ્વામી અને સેવકના ધર્મ.

સામી તેજે સૃજનહાર, જીવ પીંઢનો કરે નિસ્તાર;
દિલની વાતો જાણે જેહ, સકળ જયોત હંસપ્રકાશે તેહ;
ભાને ઘડે નિપજાવે જોય, કહેગુર સોહોદેવ સાચા સામી
કહીએ સોય. ૧

સેવક તેજે સેવાકાર, હરિ જપતાં લંઘે પાર;
પરિબ્રહ્મ વાચા પાળે જેહ, સાચા સેવક કહીએ તેહ;
જ્ઞાન જયોત જે ગુરથી ધરે, પ્રેમ વિધિ જીવતાં મરે,
સતગુરૂ વાચા પાલે જેહ, કહેગુર સોહોદેવ સાચા સેવક
કહીયે તેહ. ૨

માયના—પીર માબાપ ફરમાવે છે કેઃ—સ્વામી-ખુદાવંદ તે છે જે બધાનો પેદા કરનાર છે, તે અંતરજામી છે અને તે પ્રાણી માત્રમાં હંસરૂપી જ્યોતિ પ્રકાશી રહેલ છે, જે મારે છે અને પેદા કરે છે. પીર સદરદીન ફરમાવે છે કે, એજ સાચો માલિક-પરવરદેગાર છે. ૧

સેવક અથવા મુરીદ એ છે કે જે, સારી રીતે સેવા કરે, મૌલાના નામ સમૃણથી ભવસાગર પાર ઉતરે, મહાન અલ્લાહ-પાકના હુકમોનું પાલન કરે, તે સાચો મુરીદ ગણાય. વળી મુરશીદ કામલનું શરણ ગ્રહી જ્ઞાનની જ્યોતિ મેળવે-બ્રહ્મજ્ઞાન શીખે. પીર સદરદીન સાહેબ ફરમાવે છે કે, તેજ ખરો મુરીદ ગણાય. ૨

## પાઠ ૩૧ સમજુ પિતા.

મહમદઅલી ધાર્મિક શાળામાં મઝહબી તાલીમ પણ લેતો હતો. એક દિવસ તેના પિતા નુરમહમદભાઈએ તેને પોતાની પાસે બેસાડી તે શું શીખતો હતો તે વિષે પુછ્યું.

બાપ—વારૂ મહમદઅલી, દુવા ત્રણ વખત પડવાની, અને થોડાં જ્ઞાનો તું શીખ્યો છે તે મને ખબર છે, પણ તે સિવાય આપણા દીન સંબંધી બીજું શું જાણે છે તે કહે જોઈએ?

મહુમદઅલી—બાપા ઇસ્માઇલી શિક્ષણમાળા નામની કિતાબમાં આપણા દીન વિષે ઘણી બાબતો લખેલી છે તે બધી અમો સૌ છોકરાઓ શીખીએ છીએ.

બાપ—ઠીક. એ કિતાબ મેં વાંચી છે તેમાં ઘણું જાણવા જેવું છે. પણ આપણા બોધ ગુરૂ પીર સદરદીન સાહેબે જ્ઞાન શરીફમાં ફરમાવ્યું છે કે :—

એજી ચારને પાળો, તમે પાંચને વારો;
એવી આછીઆછી કરણી કમાવો.

જીરે એણે સરોવરીયે-સતને સરોવરીએ;
હેતારસ પાળ વીરાભાઇ બાંધજોજી.

આનો મતલબ તું સમજી શકે છે?

મહુમદઅલી—હા પિતાજી એનો અર્થ હું જાણું છું તે એ કેઃ—પીર માબાપ ફરમાવે છે કે, સત્ય, સબુરી, ક્ષમા અને વિશ્વાસ એ ચાર સદ્ગુણોનું પાલન કરો અને કામ ક્રોધ, લોભ, મોહ ને મદ એ પાંચ દુર્ગુણોને તજો. એવી સાફ કરણી કરો. અને સત્યરૂપી પાણીના સરોવરને સંભાળવા પ્રેમરસની પાળ બાંધો.

બાપ—શાબાશ. ભાઇ તેં ઘણો સારો મતલબ સમજાવ્યો. હવે બીજું પુછું. આપણા બોધગુરૂએ ઉત્તમ, મધમ અને

મહામધ્યમ પુરૂષો, અને સ્ત્રીઓ કોણ કહેવાય તેનો સવિસ્તર ખુલાસો ફરમાવેલ છે તેનું તને ધ્યાન છે?

મહમદઅલી—હા આજેજ અમારા શિક્ષકે એક મોટી ધાર્મિક કિતાબમાંથી એ વિષે અમને વાંચી સંભળાવી–સમજાવી થોડીક લીટીઓ મોઢે કરવા લખાવી છે. અને તે કહેતા હતા કે એક રાજપુત્રે પોતાના ગુરૂને પુછેલા પ્રશ્નોના આ જવાબ છે.

બાપ—ઠીક, બેટા, તે મને કાલે વાંચી સંભળાવજે.

---

## પાઠ ૩૨ ઉત્તમ મનુષ્યનાં લક્ષણ.

જે પ્રાણીને શ્રેષ્ટ ગુરબ્રહ્માજી મલેય;
તેના ભવસાગરના ફેરાજ ટલેયા. ૧૨૨

હાલ વાયકે ખરા દશોંદી જેહ;
માણસ જાતમાં ઉત્તમજ તેહ. ૧૩૩

સદા ધ્યાન જે હરિનું કરે;
બ્રહ્મજ્ઞાનને દિલ માંહિ ધરે. ૧૩૪

ગતમાહે નિત્ય નિત્ય મલે જેહ;
માણસ જાતમાં ઉત્તમજ તેહ. ૧૩૫

દયાવંતા ક્ષમાવંતા જેહ,
ક્રિયા ચાલીશ પાળે તેહ. ૧૩૬

હવા હીરસને વારે જેહ;
માણુસ જાતમાં ઉત્તમજ તેહ. ૧૩૭

જીભ સ્વાદ ઇંદ્રિ વશ કરે જેહ;
કાળ ક્રોધને વારે તેહ. ૧૩૮

પાંચ તત્વકું જાણે જેહ;
માણુસ જાતમાં ઉત્તમજ તેહ. ૧૩૯

ગુર વચન જે સીરપર ધરે;
ગુર કહે તે નિશ્ચે કરે. ૧૪૦

સતી સંતોષી ક્ષમાવંતા જેહ;
માણુસ જાતમાં ઉત્તમજ તેહ. ૧૪૧

જીવતા જે મરતક કોઇ રહે;
સુખ દુઃખ દીલનું હરિસું કહે. ૧૪૨

હૃદયથી હરિને ન વિસારે જેહ;
માણુસ જાતમાં ઉત્તમજ તેહ. ૧૪૩

માત પિતાની જે સેવા કરે;
કુડ કપટ નિંદા પરહરે. ૧૪૪

સર્વ કુટમ્બનો ખેંચે ભાર;

વિશ્વ ભક્તિ ઉપર રાખે પયાર. ૧૪૫
પારકી વેદના આપે સહેવે જેહ;
માણુસ જાતમાં ઉત્તમજ તેહ. ૧૪૬
ગત લોકમાં જેનો જશ હોયે;
નાત પરનાતમાં અવગુણ ન બોલે કોયે. ૧૪૭
વાચ્છ કાચ્છ ઇંદ્રિય વશજ હોયે;
રૈયત અવગુણ ન બોલે કોયે. ૧૪૮
દયાવંતા ક્ષમાવંતા જેહ;
માણુસ જાતમાં ઉત્તમજ તેહ. ૧૪૯



## પાઠ ૩૩ ઉપલા જ્ઞાનની માયના.

પીર માબાપ ફરમાવે છે કે, જે માણુસને કામલ મુરશીદ મલ્યા છે, તેને સંસાર ચક્રથી મુકિત મલે છે. જમાનાના ધણીની ફરમાન બરદારી કરે અને પુરા દશોંદી હોય, તે મનુષ્ય જાતિમાં ઉત્તમ છે. ૧૩૨–૩૩

હંમેશાં મૌલાનું ધ્યાન કરે, દિલમાં બ્રહ્મ જ્ઞાનને જગ્યા દે, અને ધર્મસ્થાને હંમેશા ભેગા થાય, તે મનુષ્ય જાતિમાં ઉત્તમ છે. ૧૩૪–૩૫

જે દયાવાળા અને ક્ષમાવાળા હોય, ચાલીસે ક્રિયા પાળતા હોય, લોભ અને લાલચમાં ગીરફ્તાર ન થાય, તે મનુષ્ય જાતિમાં ઉત્તમ છે. ૧૩૬–૩૭

જીભ, સ્વાદ અને નફ્સ અમારાને વંશ કરે અદેખાઇ અને ગુસાને તાબે ન થાય, પાંચ તત્વોને જાણુનારા હોય, તે મનુષ્ય જાતિમાં ઉત્તમ છે. ૧૩૮–૩૯

મુરશીદનાં વચનો સરોચશ્મ રાખે, અને મુરશીદના ફરમાન પ્રમાણે વર્તન કરે, સાચા, સંતોષી અને ક્ષમાવાન હોય, તે મનુષ્ય જાતિમાં ઉત્તમ છે. ૧૪૦–૪૧

જે જીવતા મુઆ થઇ રહે—નિરાભિમાનપણે વર્તે, પોતાના દુઃખ સુખનું બ્યાન મૌલા પાસેજ કરે; જે દિલથી કદિ મૌલાને વિસારે નહિ, તે મનુષ્ય જાતિમાં ઉત્તમ છે. ૧૪૨–૧૪૩

માબાપની સેવા કરે, કુડ, કપટ, નિંદા તજીદે, આખા કુટુમ્બનો બોજો ઉપાડનાર હોય, તેને મૌલાની ભક્તિ પર ઘણો પચાર હોય, અને પારકી પીડાનો જાણુનાર હોય, અર્થાત દુઃખીની દાદ લેનાર હોય, તે મનુષ્ય જાતિમાં ઉત્તમ છે. ૧૪૪–૪૫–૪૬

ગત જમાતમાં જેની કીર્તિ હોય, જ્ઞાતિને અન્ય .જ્ઞાતિમાં તેના માટે કોઇ ખરાબ ન બોલતું હોય, મન વચન કર્મથી જે ઇંદ્રિયોને વશ રાખનાર હોય, કોઇ માણુસ જેને ખરાબ

ન કહેતું હોય, દયાવાળા અને ક્ષમાવાળા હોય તે માણસ જાતમાં ઉત્તમ છે. ૧૪૭–૪૮–૪૯.



## પાઠ ૩૪ ઉત્તમ સ્ત્રીનાં લક્ષણ.

જે સ્ત્રી હરિની સેવા કરે,
વચન હરિનાં સીર ઉપર ધરે ૧૫૩
જે હરિનું નામ ન વિસરે નિત્ય,
ક્રિયા ચાલીશ પાળે એક ચિત્ત ૧૫૪
દાનવંતી ક્ષમાવંતી જેહ
સ્ત્રી જાતમાં ઉત્તમજ તેહ. ૧૫૫
જેને હૃદય નિર્મળ જ્ઞાન,
સાસુ સસરાનું રાખે માન. ૧૫૬
કોઈ કુડ બોલે તોય ન આણે કાળ,
લક્ષણ જોઈએ જેમ નાનાં બાળ. ૧૫૭
નીચી દ્રષ્ટે નમી ચાલે જેહ,
સ્ત્રી જાતમાં ઉત્તમજ તેહ. ૧૫૮
જે સ્ત્રી હરિની સેવા વિના અન્ન ન ખાય,
ઘરેથી અભ્યાગત ભુખ્યો ન જાય. ૧૫૯

થાડામાંથા થાડેરૂં દેહ,
સદા સકુળવંતી કહીએ તેહ. ૧૬૦
ધર્મ વ્રત કરે જે નાર,
સ્ત્રી જાતમાં તે ઉત્તમજ જાણ. ૧૬૧
જે સ્ત્રી પુરૂષની આજ્ઞામાં રહે.
સુખ દુઃખ દીલનું હરિસું કહે. ૧૬૨
જે હરિની સેવા કરે નિત્ય,
મહા સતવંતી નિર્મળ એક ચિત્ત. ૧૬૩
ગત લોકસું નમી ચાલે જેહ,
સ્ત્રી જાતમાં ઉત્તમજ તેહ. ૧૬૪



## પાઠ ૩૫ ઉપલા પાઠની માયના.

પીર માબાપ ફરમાવે છે કે, જે બાઇ મૌલાની સેવા કરે મૌલાનું ફરમાન માથે ચઢાવે, કદિ મૌલાના નામને ભૂલે નહિ, એક ચિત્તથી ચાલીસે ક્રિયાઓ પાળે, દાન કરનારી અને ક્ષમાવંતી હોય, તે સ્ત્રી જાતિમાં ઉત્તમ છે. ૧૫૩–૫૪–૫૫

જેના હૃદયમાં પવિત્ર જ્ઞાનનો વાસ હોય, સાસુ અને સાસરાનું માન રાખનારી હોય, તેને કોઇ ખરાબ શબ્દો

કહે તો પણ ક્રોધ ન કરે, નાના બાળક જેવાં લક્ષણ હોય; નીચી નજરે અને નમ્ર ભાવે ચાલનારી હોય, તે સ્ત્રી જાતિમાં ઉત્તમ છે. ૧૫૬–૫૭–૫૮

જે મૌલાની બંદગી કર્યા વગર ખાય નહિ, ઘરેથી ભિક્ષુક ભૂખ્યો ન જાય, થોડામાંથી થોડું પણ આપે, તેને હંમેશા સારી કુળવાન કહેવી, ધાર્મિક વ્રતો પુરા પાળે, તે સ્ત્રી જાતિમાં ઉત્તમ છે. ૧૫૯–૬૦–૬૧

જે પોતાના પતિના હુકમમાં રહે, સુખદુઃખ મૌલા વગર બીજાને ન કહે, જે હંમેશા મૌલાની સેવા કરે, ઘણીજ સચ્ચાઇવાળી, પાક અને દૃઢ મનની હોય, અને ગત જમાતને આધિન થઈ ચાલે, તે સ્ત્રી જાતિમાં ઉત્તમ છે. ૧૬૨–૬૩–૬૪



## પાઠ ૩૬ દુર્જન લક્ષણ.

દયા ધર્મ ન આણે મન,
સુવે નચિંત કરે કુડાં કરમ. ૬૮
માત પિતાના સામે હોઇ લડે,
તે ચંડાલ દોજખે પડે. ૬૯
પરજીવ મારી પેટજ ભરે,

પરનારી સું સંગત કરે. ૭૦
પારકું ધુતી આપજ ખાય,
તે ચંડાળ દૌજકેં જાય. ૭૧
પુરૂષ એક સ્રી બે કરે,
એક સું પ્રીત અદકી ધરે. ૭૨
કુળ્ઝ કળકળે આણે દોષ,
તે ચંડાળને મુવે નહિ મોક્ષ. ૭૩
કન્યા તણું દ્રવ્ય લેવે જેહ,
મહા અધમ ચંડાળજ તેહ. ૭૪
વણ કારજે જે પર ઘર જાય,
જુઠું બોલીને મીઠું ખાય. ૭૫
પેટ સ્વાર્થે પર જીવ હણે,
ખાય મદ્ય માંસ દોષ ન ગણે. ૭૬
જુઠી ગવાહી ચડાવે આળ,
માણુસ જાતમાં તે ચંડાળ. ૭૭
શ્રેષ્ટ ગુરૂ બ્રાહ્મણની આલ,
તેનો જે કોઇ ખાશે માલ. ૭૮
જે દીધા ગુરૂ ધર્મ દેખાડયા હરિ,
તાસું બોલે પ્રપંચજ કરી. ૭૯

લીધા ધર્મ તેના પર હરે પાય,
તે ચંડાળ દોજકે જાય. ૮૧
અક્ષર એક શીખવે જેહ,
ગુરૂ કરી માનીયેં તેહ. ૮૨
જુઠા સમજે હરિના ખાય,
તે ચંડાળ દોજકે જાય. ૮૩



## પાઠ ૩૭ ઉપલા પાઠની માયના.

જેના દિલમાં દયા અને ધર્મ નથી, બેફીકરા રહી ખરાબ કૃત્યો કરે છે, અને માતા પિતા સાથે લડે છે એવા પાપી માણુસો નરગવાસ પામશે. ૬૮-૬૯

પેટના ગુજરાન માટે જીવ હિંસા કરનારા, પરસ્ત્રી સાથે સોબત કરનારા, અને બીજાને ધુતીને ખાનારા, પાપી માણુસો નરગવાસ પામશે. ૭૦-૭૧

એક શખ્સ બે સ્ત્રીઓ પરણે, તેમાંની એક પર વધારે પ્યાર રાખે, બીજી કકળાટ કરે અને દુઃખ પામે, એ પાપી માણુસને પરલોકમાં મુક્તિ નહિં મલે. ૭૨-૭૩

કન્યા વિક્રય કરનાર, મહામધમ યાને ઘણોજ પાપી માણુસ છે. ૭૫

વગર કારણે-ક્ષુધા સ્વાર્થથી, બીજાને ઘેર જાય, ખોટો, દંભ કરી તેના પાસેથી મીઠું મીઠું ખાય, પેટ ગુજરાન અર્થે જીવ હિંસા કરે, શરાબ, માંસ ખાવામાં પાપ ન સમજે, ખોટી સાક્ષી ભરે, કોઇના પર ખોટું તહોમત મુકે આવો માણસ, મનુષ્ય જાતિમાં ચંડાળ ગણાય. ૭૬,૭૭,૭૮

ઉત્તમ સદ્દગુર, બ્રહ્માની આલ—તખ્તનશીન હાજર ઇમામનો માલ ખાય જાય; તેણે ધર્મની શુધ્ધ દઇ મૌલાની ઓળખાણ દીધી, તે ગુરૂથી, મુકરપણું કરે, જેની બયત કરી તેનું શરણ છોડી જાય-ધર્મ ભ્રષ્ટ થાય, તેવો પાપી માણસ નરગવાસ પામશે. ૭૯-૮૦-૮૧

એકાદ અક્ષર શીખવે તેને પણ ઉસ્તાદ ગણવો જોઇએ, જે ખુદાના ખોટા સોગન ખાય છે, તે પાપી માણસ નરગવાસી થશે. ૮૨-૮૩



## પાઠ ૩૮ ચંડાળ સ્ત્રીનાં લક્ષણ.

સ્ત્રી હોય પર પુરૂષ સું રમે,
ઘરનો પુરૂષ દીઠો નવ ગમે. ૯૦
એક છોડી બીજા સાથે જાય,
તેથી ચંડાળ બીજી ન કહેવાય. ૯૧

સ્ત્રી હોઇને ઘરઘર ભમે,
ઘરનું કામ દીઠું નવ ગમે. ૯૨
કહ્યું ન કરે કંથજ તણું,
દિન ઉઠી સંતાપે ઘણું. ૯૩
સાસુ સસરાનું ન કરે કામ,
નણંદ જેઠાણીનું ન રાખે માન. ૯૪
જુઠું બોલીને ચડાવે આળ,
સ્ત્રી જાતમાં તે ચંડાળ. ૯૫
વિધવા હોઇને વિકરમ કરે,
માબાપની લાજ નવ ધરે. ૯૬
પાડે પેટને બાળક હણે,
મન માંહે શંકા નવ ગણે. ૯૭
કુળ લજાવે ને વેધે બાળ,
સ્ત્રી જાત માંહે તે ચંડાળ. ૯૮
જે સ્ત્રી હરિની સેવા ન કરે,
કુડ બોલતાં શંકા ન ધરે. ૯૯
વ્રત ધર્મ જે ન કરે નાર,
સ્ત્રી જાતમાં તે ચંડાળ. ૧૦૦

## પાઠ ૩૯ ઉપલા જ્ઞાનની ભાવના.

જે સ્ત્રી પરપુરૂષથી સબંધ રાખે, પોતાનો પતિ દીઠો ન ગમે, પતિને તજી પરપુરૂષ સાથે ચાલી જાય, એના જેવી પાપી બીજી કોઇ નથી. ૯૦-૯૧.

જે સ્ત્રી પારકા ઘરોમાં રખડે, પોતાના ઘરનું કામ કરવું ગમે નહિ, ધણીનું કહ્યું માને નહિ, અને તેને ઘણું કષ્ટ આપે, સાસુ સસરો કહે તેમ ન કરે, નણંદ જેઠાણીનું માન ન જાળવે, ખોટું બોલીને આળ ચડાવે, આવી સ્ત્રી હોય તે સ્ત્રીજાતિમાં ચંડાળ ગણાય. ૯૨-૯૩-૯૪-૯૫.

વિધવા સ્ત્રી વ્યભિચારનું દુષ્ટ કૃત્ય કરી, માબાપને પણ બદનામ કરે, અને ગર્ભપાત કરતાં મનમાં વહેમ ન લાવે, કુળને કલંકિત કરી ગર્ભપાત કરે તે સ્ત્રીજાતિમાં ચંડાળ છે. ૯૬-૯૭-૯૮.

જે સ્ત્રી મોટાની સેવા ન કરે. ખોટું બોલવું પાપ છે એવો વહેમજ ન રાખે, જે સ્ત્રી ધાર્મિક ક્રિયાઓ ન કરે, તે સ્ત્રીજાતિમાં ચંડાળ છે, ૯૯-૧૦૦.



## પાઠ ૪૦ કલામે ઈમામ ભાગ ૧ લો.

૧ ખુદાવંદતઆલાએ જમીન આસમાન પેદા કર્યાં છે, તે સર્વે ભાષા સમજી શકવાની કુદરત ધરાવે છે.

૨ એકજ માતાથી જન્મેલા ફરજંદ હો, તે પ્રમાણે હળીમળીને ચાલજો.

૩ છોકરાઓને વાજબ છે કે, તેઓ પોતાના પિતાના દીનથી બરાબર ખબરદાર થાય, તે એવી રીતે કે, આપણો અસલ દીન ઇસમાઇલી છે, અને જેઓ આપણામાંથી ફરીને નીકળી ગયા છે, તેઓનો દીન ઇસનાઅસરી છે. આ બાબત પહેલે જાણવાની જરૂર છે.

૪ તમે જ્ઞાન શીખો અને એકબીજાને શીખવો, તમે જ્ઞાન પડો તેનો અર્થ સમજશો, તો ફાયદો થશે. જો અર્થ નહિ શીખો, તો કાંઇ ફાયદો નથી.

૫ જે ઇમામનો વારો હોય, તેના ફરમાન ઉપર ચાલશો, તો તમોને ફાયદો થશે.

૬ ગીબતમાં જના કરતાં વધારે ગુનાહ છે. ભાઇઓ ભાઇઓમાં ફીતના નાખી લડાઇઓ જગાડવી, તે કતલ કરતાં વધારે ગુનાહભરેલું છે.

૭ તમારા અંગમાં પહેલાં સુઇ મારી જુઓ, જો તમોને

ધુજા થાય છે, તો બીજાને શા માટે મારો છો?

૮ પોતાના માબાપ દેખતાં બદકામ કરવાની બેઅદબી કોઇ કરી શકતું નથી. એવી રીતે ખુદાવંદતઆલાના દેખતાં, મોમન બદકામ કરી શકતો નથી..

૯ મગરબ વખતે દુવા પડવામાં તમને કાંઇ અડચણ નથી દુનિયાંનો ધંધો કરવાનો એ વખત નથી. મગરબ વખતે બે સારી નરસી વાતો કરો, તેના કરતાં જમાતખાનામાં આવીને દુવા પડો તેમાં ગણું સારૂં છે, આનો ફાયદો દુનિયાં તથા આખરતમાં ઘણોજ છે.

૧૦ પારકી ઓરતોને ખરાબ નજરથી જોઇને તમારા દીનને નહિ લજાવતા તમારો દીન હલકો તથા ખોટો કહેવાય, એમ નહિ કરો.

૧૧ જેમ જમીનમાં બી વાવવામાં આવે છે, તેમજ અમારાં ફરમાન દીલમાં રોપજો, તેમાં સારાં સારાં ફળ ઉત્પન્ન થશે.

૧૨ જેમ પિતા પોતાના પુત્રનો ફાયદો ઇચ્છે છે, તે કરતા પણ વધારે હું તમારો ફાયદો ઇચ્છું છું.



# પાઠ ૪૧ કલામે ઇમામ ભાગ ૨ જો.

૧ પરાયો હરામનો માલ ખાશો તો તમારા દીલમાં ખુદાનો ઇશ્ક નહિ થાય, અને અંધારૂં થઇ જશે.

૨ તમારો દીન શુલેમાન પેગમ્બરની વીંટી છે, તે વીંટી હાથમાંથી ગુમાવશો નહિ.

૩ ઈસમાઈલી ઇમામ આજ દિવસ સુધી હાજર બેઠા છે, અને હંમેશા રહેશે.

૪ હંમેશાં ખુદાને યાદ કરજો. ભુલી નહિ જતા.

૫ કોઇ ઉપર ગજબ ન કરવો જોઇએ, હંમેશાં દયા રાખવી જોઇએ.

૬ તમારા ઉપર દીન બાબત કંઇ બની આવે, તો માલ, ઓલાદ અને જાન પણ ફીદા કરજો. પણ દીન હાથમાંથી નહિ ગુમાવશો.

૭ એક ગામના પંજેભાઈ બીજા ગામના પંજેભાઇઓને કાગળ લખી, દીનની માયના મંગાવે, એકબીજા સાથે આ પ્રકારનો દીનનો વ્યવહાર રાખો.

૮ ફુરસદ વખતે દુનિયાના ઇશ્કની વાતો તથા ચોપડીઓ નહિ વાંચો. જ્ઞાન ઇલ્મ પઢો, જેમાં તમોને ફાયદો હાંસલ થાય.

૯ મોમનનું મોઢું બાગ મીસાલ છે. પુત્રોમાંથી સુવાસ નીકળે છે.

૧૦ અમોને દશોંદ આપો છો એ સારી વાત છે, પણ તેવીજ રીતે તમારી ઉપરથી પારકું કરજ ઉતારી નાખો.

૧૧ તમે જમાતખાનામાં હંમેશાં જાઓ, ગાફલ નહિ થાઓ. પૈસા ન હોય તો નહિ આપો, પણ ઇબાદત કરો, ઇબાદતનો બોજો ગરીબ તથા પૈસાદાર સર્વે ઉપર સરખો છે.

૧૨ મોમનની નિશાની એ છે કે; દુનિયામાં ખરાબ કામ ન કરે પરાયા માલ ઉપર નિગાહ ન કરે, ખોટું ન બોલે, બીજાના પૈસા ખાઇ નહિ જાય.

૧૩ જો તમે મોમન થવા ઇચ્છતા હો, તો રૂહના ડૉક્ટર પાસે જઈ દવા લીઓ.

૧૪ જુઠું બોલનાર તથા દગાબાજી કરનારનું દીલ ઠેકાણે રહેતું નથી. બદકામ કરવાં સેતાની છે, તેને શક પકડી લેશે પછી તેના દીલમાં એમ થશે કે, આ દીન ખરો કે ખોટો છે.

૧૫ હું તમારો હાઝર ઇમામ છું. મારા ફરમાન નહિ માનશો તો તમોને કાંઇ ફાયદો નહિ થાય.



# ઇસમાઇલી શિક્ષણ માળા ભાગ ૪ થો.

## પાઠ ૧ બંદગીની જરૂર.

આ જગત ખુદાવંદ તઆલાએ બનાવ્યું છે, તે સર્વ શક્તિમાન પરમકૃપાળુ પાક પરવરદેગાર આપણો ખાલેક બાદશાહ છે, આપણો માલેક છે. આપણે સર્વે તેની મખલુક એટલે બંદા છીએ, જ્યારે કુદરતની આ રચના સાબીત છે, ત્યારે વિચારી જોવાથી સાફ સિધ્ધ થાય છે કે, ખુદાવંદ તઆલા અને બંદાની વચ્ચે એક સગપણ છે, તે એકે–ખુદા માલીક અને બંદો તેનો ગુલામ. સગપણનો ધર્મ બજાવવો એ અચુક ફરજ થઇ પડે છે. ખુદાવંદ તઆલા દુનિયાંનો રબ્બ છે તેથી સૌનું પાલનપોષણ કરવું એ તેની ફરજ છે. એ ફરજ જો તે ન બજાવે તો જગતનો નાશ થઇ જાય, પણ આપણે જોઇએ છીએ કે તે પોતાની ફરજ બરાબર બજાવતો રહે છે, જ્યારે આપણે બંદાએ પણ પોતાની ફરજ અદા કરવી જોઇએ.

દુનિયાંના સર્વે ધર્મોમાં પોતાની બંદાપણાની ફરજ બજાવવા સારૂ કોઇને કોઇ જાતની ક્રિયાએ ઘડવામાં આવેલી છે, જેની મારફતે બંદો પોતાના માલેક ખુદાવંદ તઆલા

તરફની ફરજ અદા કરે છે. એવી ક્રિયાઓને પ્રાર્થના, સંધ્યા, પ્રેયર, બંદગી, નિમાજ, દુવા વિગેરે દેશકાળ અને જ્ઞાતિની ભિન્નતા પ્રમાણે નામો આપવામાં આવેલ છે. જ્ઞાતિ ભેદ પ્રમાણે બંદગી કરવાની ક્રિયાઓ જુદી જુદી જાતની દેખાય છે, છતાં પણ સર્વેનો અંતર હેતુ એક સરખોજ હોય છે. ગમે તે રૂપમાં ખુદાવંદ તઆલાની બંદગી કરવામાં આવે તો પણ તેમાં આપણી બંદગી પાક દુવાના પાઠોમાં આ પુસ્તકના બીજા ભાગમાં બતાવવામાં આવેલ છે તેવા ખુદાવંદ તઆલાની તારીફને બુઝોરગી, બંદાની તોબા, ધર્મના પેશવા પ્રતિ વફાદારી, પોતાના ઉપર ખુદાવંદ તઆલાની રહેમત માંગવી અને આખી મખલુકના માટે નેક દુવા ગુજારવી એવા પાંચ મુદા મુખ્ય માલમ પડે છે.

જીંદગી અઝબરાએ બંદગી અસ્ત,
જીંદગીબે બંદગી શરમીંદગી અસ્ત.

## પાઠ ૨ દશોંદનો સ્વીકાર એ ઇમામની રહેમ ભાગ ૧ લો.

મુરીદો પર દયા કરી તેમના ભલાને ખાતર ઇમામે ઝમાન તેની દશોંદની ભેટ સ્વીકારી દુવા આશિષ ફરમાવે છે. તેઓને પૈસાની બીલકુલ દરકાર હોતી નથી, જેમ પીર માબાપ સાતે શરીફમાં ફરમાવે છે કેઃ—

તમે મત જાણો ગુર લોભી ધન,
એવો સંશય ન આણુસો મન.

આ વિષયને લગતી એક લંબાણ કથા મસનવીમાં છે, તેનો સાર એ કે:—

અરબસ્તાનના સુકા રેતાળ જમીનવાળા એક ભાગમાં એક ગરીબ અરબ કુટુંબ રહેતું હતું. તેઓ ઘણી તંગ હાલતમાં આવી પડતાં સ્ત્રીના આગ્રહથી તે માણસે બગદાદમાં ખલીફા પાસે મદદ માંગવા જવા નકકી કર્યું. પણ બાદશાહની હજુરમાં કાંઇ કિમતી નજરાણું લઇને જવું જોઇએ તેની ફીકર થઇ પડી. સ્ત્રીએ કહ્યું કે ગયા ચોમાસામાં આપણે વરસાદના મીઠા પાણીના ઘડા ભરી રાખ્યા છે, તેમાંનો એક ઘડો લઇ જાઓ. એ અમૃત જેવા પાણીથી બાદશાહ ખુશી થશે. બાદશાહને યોગ્ય આ કિમતી ભેટ છે એમ ધારી તે હરખાયો અને પાણીનો એક ઘડો માથે ઉપાડી ઘણા દિવસની તકલીફભરી મુસાફરીનાં સંકટો વેઠી આખર બગદાદમાં શાહી મહેલ પાસે આવી પહોંચ્યો, અને દરવાનને કહ્યું કે, હું દુરનો રહીશ છું, બાદશાહ માટે ઉમદા ભેટ લાવ્યો છું, મને ઉમેદ છે કે એ થકી બાદશાહ ઘણા પ્રસન્ન થશે અને મારી જન્મની ભુખ ભાંગશે, માટે મને હજુરમાં દાખલ કરી આપ. દરવાને

પરવાનગી મેળવી મુસાફરને શાહના હજુર લઇ ગયો. પાણીનો ઘડો ભેટ ધરી દેતાં બાદશાહે તે ઘણી મહોબ્બતથી સ્વીકાર્યો-સંભાળથી રખાવ્યો અને અરબની મહેમાનદારી-બરદાસ્ત કરવાનો બંદોબસ્ત કીધો.



## પાઠ ૩ દશોંદનો સ્વીકાર એ ઇમામની રહેમ છે, ભાગ ૨ જો.

થોડા દિવસ શાહી મહેમાનીની લીજ્જત ચાખ્યા પછી જ્યારે તેણે પોતાને વતન જવાનો ઇરાદો જણાવ્યો. ત્યારે તેને કચેરીમાં બોલાવી ઉમદા પોષાકની બક્ષિસ આપી પેલો ઘડો સોના મહોરોથી ભરાવી આપ્યો, અને હુકમ કીધો કે, આ મહેમાન રેતીના રણમાં થઇને પગે ચાલી આવેલ છે હવે તેને દજલાને રસ્તે વહાણમાં બેસાડી તેને મુલ્ક રવાનાં કરવો.

અત્યાર સુધી તે અરબને એવો ખ્યાલ હતો કે, બાદશાહે મને ઠીક નવાજેશ કીધી છે પણ મારો હદિયો તેના ઇનામ કરતાં કિમ્મતમાં ઘટે તેવો ન હતો, કેમકે બાદશાહે કોઇ દિવસ નહિ ચાખી હોય એવી ન્યામત મેં ભેટ ધરી છે પણ જ્યારે રાજ્યસેવકો તેને દજલાને કિનારે

લાવ્યા અને તેણે એક સમુદ્ર મિસાલ મીઠા પાણીનો મ્હોટો ભંડાર જોયો જેમાં મ્હોટાં મ્હોટાં વહાણો આવજા કરતાં હતાં ત્યારે તેની મગરૂરી તુટી ગઈ, અને તેના મનને નિશ્ચય થયો કે, બાદશાહે પોતાના ઉદાર દીલે મને ન્યાલ કરવા મારી અલ્પ ભેટ કબુલ કીધી છે નહિં તો આ મીઠા પાણીનો અખુટ ભંડાર જેના શહેર પાસેથી બારે માસ વહ્યા કરે છે, તેના પાસે મારા એક ગંદા પાણીના ઘડાના નજરાણાની શી વિસાત! આવા વિચાર કરતો તે અરબ વહાણમાં બેસી પોતાને વતન રવાના થયો.

આપણે ચોકસ સમજવું જોઇએ કે, જે ચીજો આપણે ખુદાની રાહમાં અર્પણ કરીએ છીએ તે ગમે તેટલી કિમતી હોય, તો પણ ખુદાવંદ તઆલાના રાજ્યમાં એવી દરેક ચીજના દરિયા ભર્યા છે—ગંજ પડયા છે. એની મ્હોટાઇ આગળ આપણી ભેટો તુચ્છ છે, છતાં તે સ્વીકારે એ તેમનો મ્હોટો ઉપકાર માનવો જોઇએ.



## પાઠ ૪ મસજીદ અને ખાનું.

મસજીદ અરબી ભાષાનો શબ્દ છે, અરબી ભાષાનો નિયમ છે કે, મુળ શબ્દના આગળ કે પાછળ કાંઇક વધારો કરી નવો શબ્દ બનાવવામાં આવે છે, જેમકેઃ—

૧ "જલસ" એટલે બેસવું. તેની પહેલાં "મ" અક્ષર ઉમેરવાથી, તે કામ કરવાની જગ્યા "મજલસ" યાને બેસવાની જગ્યા, એમ થાય છે.

૨ "કુતબ" એટલે લખવું, તેની પહેલાં "મ" અક્ષર મુકવાથી, તે કામ કરવાની જગ્યા "મકતબ" યાને લખવાની જગ્યા એમ થાય છે.

૩ "દરસ" એટલે વાંચવું. તેની પહેલાં "મ" અક્ષર ઉમેરવાથી તે કામ કરવાની જગ્યા "મદરસા" યાને શીખવાની જગ્યા એમ થાય છે.

૪ "શરક" એટલે ઊગવું. તેની પહેલાં "મ" અક્ષર ઉમેરવાથી તે કામ કરવાની જગ્યા, "મશરક" યાને ઉગવાની દિશા એમ થાય છે.

૫ "ગરબ" એટલે આથમવું. તેની પહેલાં "મ" અક્ષર ઉમેરવાથી તે કામ કરવાની જગ્યા "મગરબ" યાને સુર્ય આથમવાની દિશા, એમ થાય છે.

તેવીજ રીતે "સજદ" એટલે સીજદો કરવો, તેની પહેલાં "મ" અક્ષર ઉમેરવાથી તે કામ કરવાની જગ્યા, "મસજીદ" એટલે સીજદો કરવાની જગ્યા એમ થાય છે.

આ મુળાર્થ પરથી જાણી શકાશે કે, મસજીદ એ

શબ્દનો ખરો અર્થ સીજદો કરવાની જગ્યા થાય છે. એટલે બીજા શબ્દોમાં બોલીએ તો 'ખુદાવંદ તઆલાની બંદગી કરવાની જગ્યા' એવો અર્થ થાય છે. કોઇ જગ્યા મસજીદ થવાને તેના પર ગોળ અણીદાર મિનારા હોવાજ જોઇએ એવી સરત નક્કી નથી, પણ જે જગ્યાનો ઉપયોગ ખુદાવંદ તઆલાના સીજદા માટે થાય તે જગ્યા મસજીદ છે.

આપણી ઇસમાઇલી કોમમાં જે મસજીદો તરીકેની જગ્યાઓ છે, તેને જમાતખાનાં કહેવામાં આવે છે, અને એ "ખાના"માં મસજીદ એટલે સીજદાના ઠેકાણા માટે એક ભાગ ઠરાવવામાં આવે છે; અને તેનો ઉપયોગ મસજીદ શબ્દના મુળ અર્થ પ્રમાણે ઇબાદત બંદગીને માટેજ થાય છે વળી એવાં "ખાનાં" એટલે મસજીદો ફિસાદની જગ્યાઓ ન થઇ પડે તે માટે ઘણીજ દુરઅંદેશી વાપરી તેના પર કુલ અખત્યાર જમાનાના હાઝર ઇમામનો રહે છે. એવણ ઇમામ તે "ખાનાઓ"નો ઉપયોગ ખુદાવંદ તઆલાની બંદગી માટેજ થાય તેના માટે ખાસ ધ્યાન આપે છે.

આ પ્રમાણે જે જે મકાનો પાક પરવરદેગારની બંદગી માટે બનાવવામાં આવે છે, તે બધા પવિત્ર સ્થળો છે. પરંતુ એટલું ધ્યાનમાં રહે કેઃ—મસજીદો તે મુફસદો એટલે ફિસા-દની જગ્યાઓના હેતુસર થયેલી ન હોવી જોઇએ, જેવી

રીતે રસુલ સ. ના જમાનામાં કેટલાક ફિસાદીઓએ મસજીદે ઝરાર બનાવી હતી જેનો હેવાલ કુરઆને મજીદમાં છે તે વિષે આ નિચેના પાઠમાં લખવામાં આવેલ છે.



## પાઠ ૫ મસજીદે ઝરાર ભાગ ૧ લો.

મસજીદ એટલે ખુદાવંદ તઆલાની બંદગી કરવાની જગ્યા. એ વિષે તમે બરાબર સમજ્યા છો. પવિત્ર હેતુથી બનાવેલી એ પાક જગ્યામાં પરવરદેગારની યાદી શુધ્ધ નિષ્ટાથી કરવમાં આવે તેમાં ખુદા રાજી છે, પણ હશદખોર લોકો જેઓ સલાહ સંપથી નીતિસર ચાલતી કોમમાં ફિસાદ નાંખવા માટે અને બેદિલી ફેલાવવાના હેતુથી એવી હિલચાલ કરે તે પર ખુદાવંદ તઆલાની નાપસંદગી છે, કેમકે તે પરમકૃપાળુ પિતા શાન્તી અને સલાહથી રહેતી કોમમાં કંકાસ ઉત્પન્ન થાય એમ ઇચ્છતો નથી, આ વિષે મસનવી નામની કિતાબમાં એક હિકાયત નિચે પ્રમાણે છે.

નબી મોહમ્મદ મુસ્તફા સ. ના જમાનામાં અબુ આમીર કરીને એક મુનાફક હતો. જંગ ઓહદમાં હારીને તે રૂમના મુલક તરફ નાસી ગયો હતો. ત્યાં રહી નબી સાહેબના સામે થવા ફોજ તૈયાર કરવાની ગોઠવણ કરતો હતો. તેના ગોઠીયા અને મદદગાર મુનાફકો જે મક્કામાં

રહેતા હતા તેઓએ તેમના લખવાથી એક મસજીદ બંધાવી હતી. એવા હેતુથી કે ત્યાં આવી તે નબી સાહેબની વિરૂધ્ધ બોધ કરે. ઇસલામીઓમાં ફાટફુટ પાડવાની આ એક બાજી હતી.

જ્યારે નબી સાહેબ તબુકની લડાઈથી પાછા ફર્યા ત્યારે ઉપલી મસજીદ બનાવનારાઓએ તે મકાન ખુલ્લું મુકવાની ક્રિયા એવણુ નામદારના મુબારક હાથે કરવાની ખાહેશ બતાવી અને અરજ કરી કે, અમે અશક્ત અને ગરીબ માણસો માટે મસજીદ બનાવી છે, માટે આપ ત્યાં પધારો એવી અમારી ઉમેદ છે. તેઓ મોઢેથી એમ બોલતાં હતા, પણ દિલમાં તેઓનો ઇરાદો એવો હતો કે, નબી સાહેબ એ જગ્યામાં પધારે તો લોકો એમ જાણે કે, ખુદાના રસુલે તેઓનું કામ પસંદ કીધું છે.

પેગમ્બર સાહેબે મજકુર મસજીદ જેનું નામ મસજીદે ઝરાર રાખવામાં આવ્યું હતું, તેમાં નિમાજ પઢવા અને તે મકાન ખુલ્લું મુકવાની ક્રિયા કરવા જવા ચાહ્યું, પણ તેટલામા ખુદાવંદ તઆલા તરફથી મનાઇ હુકમ થતાં મુનાફેકોની દુષ્ટ ધારણા ઉઘાડી પડી ગઇ. અલ્લાહનું ફરમાન થયું કે, "એ નબી મુનાફક લોકોના કઇપણ દરકાર કીધા વગર તેઓના દુષ્ટ ધારણા કહી દે." આ પરથી આપે તેને

કહ્યું કે, એ દગાબાજ લોકો, તમે મને ફરેબમાં નાખવા આવ્યા છો! ત્યારે તેઓએ ખુદાવંદ તઆલાના તથા કુરઆને શરીફના કસમ ખાઇને કહ્યું કે, અમે સારી ધારણાથી આવેલા છીએ, આપે ફરમાવ્યું કે, હું તમારા કસમ ખરા માનું, કે ખુદાવંદ તઆલાનું ફરમાન ખરૂં માનું. મુનાફકોએ જવાબ દીધો કે, પાક કુરઆનના કસમ ખાઇને અમે કહીએ છીએ કે, આ મસજીદનો પાયો ખુદાના નામ પર છે. આપે ફરમાવ્યું મારા કાનમાં ખુદાવંદ તઆલાના શબ્દોના પડઘા પડી રહ્યા છે કે, "તમે જુઠા છો."

આ પછી મસજીદે ઝરાર બંધાવનારા એ ફિતનાખોર લોકોને નબી સાહેબે પોતાની હજુરમાંથી ગુસ્સાસહિત હાંકી કાઢયા, અને ઇમાનદારોને મોકલી મસજીદે ઝરારના મકાનને નાબુદ કરાવ્યું. જેમ કોઇ શાયરે કહ્યું છે કેઃ—

દુશ્મની કરવા દીનની કરી મસજીદ ઝરાર,
નબીજીએ જાણી લીધો મુનાફકોનો મકકાર;
ઢાળી દીધી ધરાર અમર ઇલાહી આવતાં.



## પાઠ ૬ મસજીદે ઝરાર ભાગ ૨ જો.

મસજીદે ઝરારના બારામાં ખુદાવંદ તઆલા તરફથી હઝરત રસુલે ખુદા ઉપર વહી નાઝીલ થઇ, તે કુરઆને શરીફ સુરે તૌબાની આયાત ૧૦૭ થી ૧૧૦ માં નિચે મુજબ છે.

"અને કેટલાક એવા છે કે, જેઓએ નુકશાન કરવા માટે અને કાફરપણાને માટે અને મોમનોમાં જુદાઇ પાડવાને માટે, અને જેણે અગાઉથીજ ખુદા અને પેગમ્બર સાથે લડાઇઓ કરી છે તેની રાહ જોવા માટે મસજીદ બાંધી છે, અને ખચ્ચીત તેઓ સોગંદ ખાસે કે, અમે સારૂં કરવા સિવાય કાંઇ ઇચ્છયું નથી પણ ખુદા સાક્ષી આપે છે કે, ખરેખર તેઓ જુઠું બોલનારા છે. (૧૦૭)

ઓ રસુલ તું મસજીદે ઝરારમાં ઉભો નહિ રહે, પહેલે દિવસથીજ પરહેજગારી માટે જે મસજીદનો પાયો છે, તે ખચ્ચીત વધારે યોગ્ય છે, ને તેમાં તું ઉભો રહે. તેમાં એવા માણસો છે કે, જેઓ પાક થવાને ઇચ્છે છે; ખુદાવંદ તઆલા પાક રહેનારાઓને ચાહે છે. (૧૦૮)

શું ત્યારે જે કોઇ પોતાના ધર્મનો પાયો ખુદાવંદ તઆલાના ડર અને તેની ખુશી પર નાખ્યો છે તે વધારે સારો છે, કે જે કોઇએ પોતાના ધર્મનો પાયો નદીના પોલા

અને પડુંપડું થઈ રહેલા કાંઠા પર નાખ્યો છે તે વધારે સારો છે? પછી લોકો તે સહિત દોજખની આગમાં પડે છે. ખુદાવંદ તઆલા જુલમગાર કોમને રસ્તો દેખાડનાર નથી. (૧૦૯)

તેઓના અંતઃકરણના કટકે કટકા થઇ જાય તે સિવાય જે પાયો તેઓએ બાંધ્યો છે, તે પાયો હંમેશાં તેઓના અંતઃકરણમાં શંકા ઉત્પન્ન કરશે અને ખુદાવંદ તઆલા દાના–સમજદાર છે. (૧૧૦)"

ખુદાવંદ તઆલાના ઉપલાં ફરમાનોનો સાર એ નીકળે છે કેઃ–જે મસજીદમાં ઇમામે ઝમાન કે જે નબી સાહેબ અને હઝરત અલીની ગાદીના વારસ છે, તેમના વિરૂધ્ધ બોધ દેવામાં આવે તે મીસલ મસજીદ ઝરાર ગણાય.



## પાઠ ૧૭ ખરૂં ઇન્સાનપણું.

જગકૃત્તાએ જગતમાં સૃજ્યા જીવ અપાર,
માલિકની મખલુકમાં શ્રેષ્ટ મનુષ્ય અવતાર. ૧
અહાર નિંદ્રા ભય અને ચોથું થાય સંતાન,
એ સૌમાં તો સમાન છે પશુ અને ઇનસાન. ૨

અહકું જ્ઞાન મનુષ્યમાં ઉત્તમતા છે એહ,
જ્ઞાનહિન નર તે પશુ તેમાં નહિ સંદેહ. ૩
ગ્રહે જ્ઞાન ગુરૂ થકી દેહાત્માનો ભેદ,
સાર સૌ શાસ્ત્રો તણો કુરઆન પુરાનો વેદ. ૪
ખુદા રસુલ ખરા ગણે ઈમામ અલ્લાહનું નુર,
નુર ઝહુર છે જગતમાં હાદી હાજર હજુર. ૫
શુદ્ધ જ્ઞાને સાંપડે અસલીયતનું ભાન,
સમ દ્રષ્ટિથી ચાલશે એજ ખરો ઇનસાન. ૬
સતપંથે ચાલે સદા સતગુર શરણુ ચહાય,
નિંદા થાય નિજ ધર્મની ત્યાં ધરે નહિ પાય. ૭
કાચી સંગત ના કરે ધારે ધર્માભિમાન,
મુર્શિદને મનમાં રટે એજ ખરો ઈનસાન. ૮



## પાઠ ૮ હજરત આદમ.

હજરત આદમ અ૦ની ઉત્પત્ત સ્થિતિ વિષે કુરઆને શરીફમાં જુદે જુદે ઠેકાણે વર્ણન કરવામાં આવેલ છે. સુરે સાદની આયાત ૭૧ થી ૭૮ માં જે હકીકત છે તેનો સાર નીચે પ્રમાણે છે.

“પરવર દેગારે ફિરસ્તાઓને હુકમ કીધો કે, હું માટી-

માંથી એક પુરૂષ પેદા કરીશ તેમાં મારૂં નુર મુકીશ ત્યારે તમે તેને સીજદો કરજો એ મુજબ સઘળા ફિરસ્તાઓએ સીજદો કર્યો, પણ ઇબ્લીસે સીજદો કર્યો નહિ. તેણે આપવડાઇ કરી અને કાફર થયો. ખુદા પાકે ફરમાવ્યું કે, ઇબ્લીસ, તેં શા માટે સીજદો ન કર્યો, જેને મેં મારા હાથે પેદા કર્યો છે, ત્યારે શું તેં આપવડાઇ કરી અથવા તું ઉચ્ચા દરજ્જાવાળો છે? શયતાને કહ્યું, હું આદમ કરતાં ઉત્તમ છું. તેં મને આગથી પેદા કર્યો છે અને તેને માટીથી પેદા કર્યો છે. અલ્લાહ પાકે ફરમાવ્યું તું અહીંથી બહાર નીકળ, ખરેખર તું હાંકી કઢાએલો છે, અને તારા ઉપર મારા તરફથી લ્યાનત ક્યામતના દિવસ સુધી છે.''

ઉપરની હકીકતથી ચોકખું સમજાય છે કે, ખુદાઇનુર જે શરીરમાં જલવાગાર હોય, તેને નમવાને જે આનાકાની કરે અથવા શક લાવે કે ડહાપણ ડોળે તેના પર પરવરદેગારનો કોપ ઉતરે છે.

ઇબ્લીસે ગરૂરી કરી, પરવરદેગારની ના ફરમાની કરી તેથી તેને સજા મળી. ત્યારે તેને પોતાની કમાણીના બદલામાં માગી લીધું કે, આદમના વંશને હું આડે માર્ગે દોરવીશ. ખુદાપાકે ફરમાવ્યું, સત્ય અમારા તરફથી છે, એટલે અમારા તરફની નેક હિદાયત કાયમ રહેશે, છતાં

તારા કહેવા પ્રમાણે ચાલશે તે નર્કના અધિકારી થશે. હજરત આદમ અ૦ સલામ અને તેમનાં પત્નિ બીબી હવા જીન્નતમાં આરામથી રહેતાં, ત્યાં શયતાને તેમને ભુલ થાપ આપી, ખુદાવંદ તઆલાની મના હતી તે ઝાડ માટે લલચાવ્યાં. આથી તેઓને દુનિયાં પર આવવું પડયું, અને પહેલાં બન્નેને જુદાં જુદાં મુકયાં, પાછળથી તેમની તૌબાં સ્વીકારી ભુલની માફી બક્ષી એકઠાં કીધાં. ત્યાર પછી તે ખેતી કરી ગુજરાન કરવા લાગ્યાં. તેમની ઘણી ઓલાદ થઇ, તેથી ક્રમે ક્રમે દુનિયાંપર મનુષ્ય પ્રજા વધતી ચાલી. વર્તમાન આલમ હજરત આદમ અ૦ ઓલાદ હોઇ આદમી કહેવાય છે, અને હજરત આદમ અ૦ સર્વના દાદા હોઇ, દાદા આદમ કહેવાય છે.

---

## પાઠ ૯ મહાન પેગમ્બર ભાગ ૧ લો.

ખુદા તેજ છે કે જેણે પોતાના પેગમ્બરને રસ્તો દેખાડનાર અને સત્ય ધર્મ સહિત મોકલ્યો છે, એટલા માટે કે તે ધર્મને સર્વ ધર્મ ઉપર સર્વોપરી બનાવે અગર જો કે મુશરીક લોકો તેનાથી નારાજ હોય. હે મોમનો તમને હું એવો વેપાર બતાવું જે તમને દુઃખદાયક શિક્ષાથી બચાવે, તમે ખુદા અને તેના પેગમ્બર ઉપર ઇમાન લાવો

(સુરે સફઆયાત ૮-૯-૧૦) હજરત નબી મહમદ મુસ્તફા સ. નો જન્મ ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં અરબસ્તાનના મક્કા શહેરમાં થયો હતો. હજરતના પિતા અબ્દુલ્લાહ આપના જન્મ પહેલાંજ સ્વર્ગવાસ થયા હતા, અને માતા આમેનાં તેમને છ વર્ષના મુકીને દેવ થયાં હતાં, જેથી દાદા અબ્દુલ મુતલિબ એમની સંભાળ કરતા હતા. તેઓ પણ જ્યારે હજરતની આઠ વર્ષની ઉમર થઈ ત્યારે દુનિયા છોડી જતાં, આ બાપ અને મા વગરના યતિમ બાળકની બહુ કાળજીથી પરવરી કરવાનું કામ પોતાના ફરજંદ અબુતાલેબને સોંપી ગયા હતા. હજરતમાં બચપણથીજ અવર્ણનિય સદગુણો હતા, તે સદા સાચું બોલતા સૌને સાચી સલાહ આપતા, તકરારો મટાડતા, ગામના છોકરાઓ આગળ ખુદા અને નીતિ વિષેની વાતો કરતા એવી રીતે જે મહાન કાર્ય ભવિષ્યમાં આખા જગતને માટે કરવાનું તેમના માટે નિર્માણ થએલું હતું, તેની શરૂઆત કુદરતે તેમની પાસે આમ બચપણથીજ કરાવી હતી. તેઓ ઘરમાં પણ એકાદ ખુણામાં ચુપચાપ બેસી ગંભીર વિચાર કરવામાં પડી ગએલા વારંવાર જણાતા રમવું કુદવું, બુમબરાડા પાડવા, કે એવાં બીજાં તોફાન મચાવી મુકવાં એ સાધારણ બાળકોમાંનું એકે લક્ષણ તેમનામાં નહોતું.



# પાઠ ૧૦ મહાન પેગમ્બર ભાગ ૨ જો.

મુર્તિ પુજા, ખોટા વહેમો અને નાના પ્રકારની અઘટિત રૂઢીઓથી ભરપુર એ જેહાલતના જમાનામાં થતા અનીતિમય વર્તનો જોઈ મહાન હજરત સ્લઅમના પવિત્ર મનપર ઘણી અસર થતી, અને લોકો આ કુટેવો છોડી દઇ સત્યપંથે કયારે દોરાય એ જોવાની તેમની આતુરતા વધવાં લાગી.

મહાન હજરતે આ વખતે પચ્ચીસમાં વર્ષમાં પ્રવેશ કર્યો હતો. તેમને ખાત્રી થઇ ગઈ કે ખરા ખુદાને છોડી બનાવટી મુર્તિઓની સેવા કરવી એ ખુદાના ફરમાનથી ઉલટું છે, તેથી તેમણે ખુદાના ધ્યાનમાં રહી મહાજ્ઞાન તરફ પોતાનું ચિત્ત ચોંટાડયું તેમના પવિત્ર આત્માને ધીરે ધીરે અનત પુરૂષનું જ્ઞાન થવા માંડયું અને જળકતી કારકીર્દિનાં પ્રાથમિક ચિન્હો દેખાવા લાગ્યાં.

બીબી ખદીજાં નામે એક માલદાર વિધવા મક્કામાં રહેતાં હતાં. તેનો વેપાર અને વહીવટ સંભાળવા હજરત તેમના પાસે નોકર રહ્યા, પાછળથી બીબી ખદીજાં આપના સદ્ગુણોથી આકર્ષાઇ તન મન ધનથી ફીદા થઇ આપનાથી લગ્નની ગાંઠથી જોડાઇ પોતાનું અહોભાગ્ય માનવા લાગ્યાં. તે બાદ પંદર વર્ષ લોક સેવા, પરોપકાર અને ભક્તિ કરવામાં નીકળી ગયાં. પંદર વર્ષની ભક્તિએ તેમની આગળ

ખુદાનો ખરો મહિમા જાહેર કરી દીધો અને તેમને નિરંતર ખુદાએ તઆલાના સહવાસમાં લાવી મુકયા.



## પાઠ ૧૧ મહાન પેગમ્બર ભાગ ૩ જો.

તમારી વચ્ચે તમારામાંથી એક પેગમ્બર મોકલ્યો, જે તમારી પાસે અમારી આયાતો વાંચે છે, અને તમને પાક કરે છે, અને તમને કિતાબને હિકમત શીખવે છે અને જે તમે પોતાની મેળે જાણતા નહોતા, તે તમને શીખવે છે.

સુરેબકર આયાત ૧૫૦-૧૫૧

હજરતની જ્યારે ચાલીશ વર્ષની ઉંમર થઇ ત્યારે એક વખત હીરા પર્વતની ગુફામાં માલીકના ધ્યાનમાં તલ્લીન થએલા હતા, ત્યાં રેશમની તખ્તી સહીત એક દીવ્ય પુરૂષ પ્રગટ થયો અને ગેબી અવાજ સંભળાવા લાગ્યા. બે વખત અવાજ આવ્યો કે "વાંચ," પણ બન્ને વખત હજરત કંઇ બોલી શકયા નહિ. ત્રીજી વખત અવાજ આવ્યો કે, "વાંચ" ત્યારે આપે કહ્યું કે:—"મને વાંચતાં આવડતું નથી" ત્યારે અવાજ આવ્યો કે:—"જે સાહેબે સઘળી ચીજો બનાવી છે, જેણે પોતાની અનત કૃપાથી માણસને એક માંસના પિંડામાંથી પેદા કરી કલમનો ઉપયોગ કરતાં શીખવ્યો છે, અને જેણે તેના આત્મા ઉપર જ્ઞાનપ્રકાશ ફેંકી વાકેફ કર્યો

છે, તેવા સાહેબનું નામ દઇ વાંચ"
( સુરેઅલક )

કુરઆને શરીફનું પ્રકટ થવું આ વખતથી શરૂ થયું, તો વખતો વખત જારી રહ્યું, અને ત્રેવીસ વર્ષે પુરૂં થઇ રહ્યું.

પોતે ખુદાવંદ તઆલાના પેગમ્બર થયા છે, એવા ગેબી શબ્દોમાં અવાજ સંભળાવા લાગ્યા, શરીરમાં ધ્રુજારી છુટી, ઘેર આવી પોતાની પત્નિને એ હકીકત કહી, બીબી ખદીજાંએ દિલાસો આપ્યો અને કહ્યું કેઃ—આપ જરૂર ખુદાના પેગમ્બર થયા છો.

## પાઠ ૧૨ મહાન પેગમ્બર ભાગ ૪ થો.

મહાન હજરત સલઅમે હવે ઇસલામને જાહેર કરવાનું કામ ઉઘાડી રીતે શરૂ કરવાનો નિશ્ચય કર્યો એક વખત ઘણા આગેવાન માણસોની સભામાં ભાષણ કરતાં આપે ફરમાવ્યું કેઃ—

ભાઇઓ તમો સજાને લાયક થાઓ અને 'દોજકની આગમાં પડો તેટલા માટે તમને ચેતવણી આપવાનો પાક પરવરદેગાર તરફથી મને હુકમ થયો છે કે, એક ખુદાની બંદગી કરશો, તો તમારો બચાવ થશે, પણ જો મુતિઓને પુજશો તો કદી છુટકારો થવાનો નથી. તમારી આ લાકડાંની

મુર્તિઓ જેને તમો તેલ અને મીણ લગાડો છો. શણગારો છો, અને તેના પાસે ઉમેદો પુરી થવાની માગણીઓ કરો છો, પણ તેમના માંતો પોતાપર માખી બેસે તે ઉડાડ-વાની પણ શક્તિ નથી. તે તો ખરૂં પુછો તો લાકડું છે, એનાથી તમારૂં કાંઇ ભલું થવાનું નથી. મુર્તિઓ પુજવી એ ખુદાનું અપમાન કરવા જેવું છે. તમો જો સમજો તો એ વસ્તુઓ તિરસ્કારને યોગ્ય છે, ખુદા એજ ખરો છે. ખુદા એજ સર્વ શકિતમાન છે. એણેજ આપણને બનાવ્યા છે. આપણને મારી નાખવા કે જીવાડવા એ એનાજ હાથમાં છે. આ શબ્દો સાંભળી કુરેશીઓનો મીજાજ ખસી ગયો તેઓ ઘણા ગુસ્સે થયા. અને હજરતને મરજી પડે તેમ બોલવા લાગ્યા. સત્ય બોધની અવગણના કરી કોઇ તેને જાદુગર, કોઇ ચસ્કેલ, કોઇ ધાંધલખોર, કોઇ દુરાગ્રહી, કોઇ ઠગારો, કોઇ ઇશ્વરનિંદક એમ જે જેના મનમાં આવતું તે કહેતા. પણ પોતે એમજ કહેતા કે "હે ખુદા તું એમને રસ્તો દેખાડ, તેઓ શું કરે છે, તે તેઓ સમજતા નથી" અંતે ઇસ્લામની પવિત્રતા જોઇ, ધીરેધીરે લોકોનું મન તે તરફ ખેંચાવા લાગ્યું.



## પાઠ ૧૩ મહાન પેગમ્બર ભાગ ૫ મો.

મહાન હઝરત વિશ્વાસમાં અટળ, પ્રેમમાં અચળ અને ઉત્સાહમાં દ્રઢ હતા, લોકોને અજ્ઞાનતાની ઉંઘમાંથી જગાડી ખરી હકીકતથી માહીતગાર કરવા અને તેની સ્થિતિ સુધારવા તનતોડ મહેનત કરી, જોખમ ખેડી સત્ય ધર્મનો બોધ જારી રાખતા. કેટલાક આપનું કહેવું સાંભળીને તરત સમજી જાગૃત થઇ ગયા, કેટલાક થોડીવાર પછી જાગ્યા, કેટલાક ઢંઢોળવા પછી જાગ્યા અને કેટલાક ગફલતમાં એવા ડુબેલા હતા કે તેઓ હઝરતને પોતાના આરામમાં ખલેલ કરનારા સમજી તેના દુશ્મન થઇ ગયા.

દુશ્મનો તરફનાં અસહ્ય દુઃખો સહન કરતા રહી હઝરત સલ્અમ પાક દીનનો બોધ કરતા ઘણા માણસોને ઇમામની રોશની મળી. આથી દુશ્મનો તરફની ઇજા પ્રતિદિન વધવાથી એકાવન વર્ષની ઉંમરે મક્કા છોડી મદિને સિધાવ્યા, ત્યારથી હીજરીસન ગણાય છે.

મદીનાના લોકોએ સારો આવકાર દીધો, ત્યાં રહી ઈસ્લામનો ફેલાવો કરવા લાગ્યા. ખુદાવંદતઆલાની મહેરબાનીથી છ વરસ બાદ મકકા ફતેહ કીધું. કાબાના મંદિરમાં ઘણી મુર્તિઓ હતી. હઝરતઅલી અ૦ ના હાથે તોડાવી ફેંકાવી દીધી. સર્વત્ર દીન ઇસલામની ફતેહનો ડંકો વાગી ગયો.

મદીનામાં બાર વર્ષ રહી દીનને ઘણી મજબુતી આપી. જે દરમિયાન દીનના રક્ષણ માટે કેટલીક લડાઇઓ લડવી પડી તેનું બ્યાન ઘણી કેતાબોમાં આવેલ છે.

"જ્યારે ખુદાની મદદ અને ફતેહ આવશે અને તું લોકોને જોઇ શકે તેઓ ખુદાના ધર્મમાં ટોળાબંધ દાખલ થાય છે, ત્યારે તારા પરવરદેગારનાં વખાણ કરી તેની પવિત્રતા યાદ કર, અને તેની પાસે માફી માગ. ખરેખર તે પશ્ચાતાપ સ્વીકારનાર છે." (સુરેનસર આયાત ૧ થી ૩.)



## પાઠ ૧૪ મહાન પેગમ્બર ભાગ ૬ ઠ્ઠો.

હઝરત નબી મોહમદ મુસ્તફા સ૦ જ્યારે આ ફાની દુનિયાં છોડી જનાર હતા, તેથી થોડા વખત પહેલાં હજથી પાછા ફરતાં ગદીરેખુમના સ્થળે એવણને ખુદાઇ સંદેશો મળ્યો કે, હઝરત મૌલા મુરતજાઅલીને તમારા વસી જાહેર કરી દીઓ જેમકે "હે પેગમ્બર, તારા પરવરદેગાર તરફથી જે સંદેશો તારા તરફ નીચે મોકલવામાં આવ્યો છે તે તું પહોંચાડ, અને જો તું તેમ નહિં કરે તો, તેનો સંદેશો તેં પહોંચાડયો નથી, અને ખુદા તને માણસોથી બચાવશે. ખરેખર ખુદા કાફર કોમને રસ્તો બતાવતો નથી" (સુરે માયદા, આયાત ૬૭.)

ઉપર મુજબ હુકમ મળતાં એજ ઠેકાણે જંગલમાં સભા ભરવામાં આવી. જેમાં હજથી પાછા વળેલા લગભગ સવા લાખ મુસલમાન, બાઇ ભાઇની હાજરી હતી. ઊંટોના કજાવાનું મેમ્બર બનાવી તે પર હઝરતઅલી અ૦ ને તેડી જઇ, સૌને બતાવી ખુદાનો સંદેશો કહી સંભળાવી ફરમાવ્યું કે, "જેનો હું મૌલા છું તેનો અલી મૌલા છે." વિગેરે. પછી હઝરતઅલી અ૦ ને ફરમાવ્યું કે, યા અલી તમે મારા ભાઇ છો, મારા વસી, મારા વારેસ છો. તમારૂં ગોસ્ત મારા ગોસ્તથી છે, તમારૂં ખુન મારા ખુનથી છે તમારાથી સુલેહ એ મારાથી સુલેહ, તમારાથી જંગ એ મારાથી જંગ." (હદીશે નબવી.)

પહેલાં મુખ્ય અસહાબીઓએ હઝરતઅલી અ૦ને મુબારકબાદી આપી તેમની બયઅત કીધી અને પછી તમામ હાજરીને બયઅત કીધી. આવી રીતે હઝરતઅલી અ૦ પહેલા ઇમામ થયા.

## પાઠ ૧૫ મહાન પેગમ્બર ભાગ ૭ મો.

આગળ જણાવ્યા મુજબ હઝરત મૌલાના મુરતજાઅલી ગદીરેખુમ પર પોતાના વસી-વારેસ એટલે અમીરૂલ મોઅમનીન તરીકે લાખો મુસલમાનોના રૂબરૂ જાહેર કીધા ને

તેમની સૌએ બય્યત કીધી. તે બાદ પેગમ્બરે ખુદાપરવહી આવી કેઃ—"આજ મેં તમારા માટે દીન સંપુર્ણ કર્યો છે. તમારા ઉપર મેં પુરેપુરી મહેરબાની કરી છે, અને તમારે સારૂં મેં દીન ઇસલામ પસંદ કર્યો છે." (સુરે માયદા આયાત ૩.)

ખુદાવંદ તઆલા તરફનો આ સંદેશો આવતાંજ હજરત સલ્અમ સમજ્યા કે, હવે વખત પાસે આવી ચુકયો છે. એ વિષેનો ઇશારો કરી પોતાના શિષ્યોને જણાવી દીધું કે,

"હું બે મહાન ચીજો મુકી જાઉં છું, એક કુરઆને શરીફ અને બીજી મારી અહલેબયત. તે એક રસીની માફક એકબીજા સાથે જોડાએલી રહેશે. તે કપાશે નહિ, કે છુટી નહિ થાય, તાકેરોજ કયામત સુધી." (હદીસનબવી.)

આસહીહદીસ છે, કેમકે તેને લગતી બીના ખુદાના કલામમાં પણ નજરે પડે છે, જેમકેઃ—"ખુદાઇ રસીને એકઠાં થઇ મજબુત પકડો, જુદા પડો નહિ."

છેલ્લી હજથી વળતાં ગદીરેખુમ પર ઉપર પ્રમાણે કોમની ભવિષ્યની રેહબરીની ગોઠવણની ફરજ બજાવી આપ મદીને પધાર્યાં પછી ટુંક મુદતમાં ત્રેસઠ વર્ષની વયે દુનિયાં છોડી ગયા, અને પહલેથી તે છેલ્લે સુધી ખુદાવંદતઆલાની

અને જગતની સેવા માટે અર્પણ કરેલી જીંદગીનો અંત આવ્યો.

"ઇન્નાં લિલ્લાહો વ ઇન્નાં ઇલયહે રાજેઉન."



## પાઠ ૧૬ ઇમામે ઝમાન ભાગ ૧ લો.

નબી મોહમ્મદ મુસ્તફા સ૦ પછી ખિલાફત વિષે ખટપટ જાગી. રૈયતના મોટા ભાગે નબીના સસરા હજરત અબુબકરને ચુંટી કાઢવાથી તેને ખિલાફત પર લાવવામાં આવ્યા, ત્યાર બાદ હજરત ઉમર અને હઝરત ઓસમાનની ચુંટણી કરી. રૈયતનો કેટલોક ભાગ હજરતઅલીને ખિલાફત પર લાવવાની તરફેણમાં હતો. તેઓનું કહેવું એમ હતું કે ઇમામતની ગાદી એ કાંઇ જેવી તેવી ચીજ નથી, કે રૈયત પોતાની ખુશી પડે તેને આપી દીએ નબી પછી હઝરત અલી ખરા હકદાર ઇમામ છે અને ખિલાફત તથા ઇમામત પર તેઓનોજ હક છે. હઝરત અબુબકર, હજરત ઉમર, હઝરત ઓસમાન અને હજરત અલી સર્વને એક સરખી રીતે જાણનાર સુન્નીના નામથી ઓળખાય છે. ઉપરના ત્રણ ખલીફાની વફાત પછી હજરત અલી ખિલાફત પર આવ્યા. માત્ર હજરત અલીનોજ હક છે એમ માનનાર શીઆ કહેવાય છે. ખુલ્લી રીતે હજરત અલીને ખિલાફત મળી તે દરમિયાન

પણ શીયા લોકો અંતઃકરણથી હજરત અલીનેજ હકદાર ખલીફ તથા પહેલા ઇમામ સમજતા હતા. આપણે ઇસમાઇલી લોકો પણ શીયા છીએ અને હજરત અલીનેજ હકદાર પહેલા ઇમામ માનીએ છીએ. "મારી આલ કયામત સુધી ચાલુ રહેશે." એ પેગમ્બર સાહેબની ભવિષ્ય વાણી મુજબ હજરત અલીથી ઇમામતની ગાદી સીલસીલાબંધ ચાલતી આવી છે, જેના અડતાલીસમા ગાદી વારસ હજરત મૌલાના આગા સુલતાન મોહમ્મદ શાહ વિદ્યમાન છે તે ઇમામે ઝમાન અને હાજર ઇમામ છે.



## પાઠ ૧૭ ઇમામે ઝમાન ભાગ ૨ જો.

પહેલા ઇમામ હજરત મૌલા મુરતજાઅલી અ૦ થી પાંચમાં ઇમામ શાહ જાફર સાદીક સુધી પાંચ ઇમામો અરબસ્તાનના મુલકમાં મદીનામાં વસતા હતા.

મૌલાના ઇમામ જાફર સાદીકે પોતાના વડા ફરજંદ શાહ ઇસમાઇલને પોતાના પછી ઇમામ તરીકે જાહેર કીધા હતા અને અબ્બાસી ખલિફાઓના ત્રાસથી નિર્ભય રહેવા પરદેશ જઇ રહેવાની સલાહ આપતાં ઇમામ ઇસમાઇલ તુર્કસ્તાનમાં શામ પ્રગણે સલમીયા ગામમાં જઇ રહ્યા હતા, અને ત્યાં રહી ઇસમાઇલી દીનનો ફેલાવો કરતા હતા.

ઇમામ શાહ ઇસમાઇલથી ઇમામ રજી અબદુલ્લાહ સુધી પાંચ ઇમામો તુર્કસ્તાનમાં રહ્યા હતા.

પેલી તરફ ઇમામ શાહ જાફરસાદીકની રહેલત પછી તેમના બીજા ફરજંદ મુસા કાઝીમે પોતાને ઇમામ તરીકે જણાવ્યા, તેમને માનનારા, ઇમામતના ખરા હકદાર ઇમામ શાહ ઇસમાઈલથી જુદા પડયા. મુસા કાઝીમનો સીલસીલો બાર સુધીજ ચાલ્યો, તે ફીરકાવાળા અસનાઅશરી કહેવાય છે, તે પોતાના બારમાં ઇમામને ગેબ માને છે.

શાહ ઇસમાઈલના વંશમાં અગ્યારમાં ઇમામ મહેદી મહમદે મીશરમાં ફાતમાઇત ખિલાફતની સ્થાપના કરી, ઇમામત જાહેર કરી, ત્યારથી અઢારમાં ઇમામ શાહ મુસ્તનસિર બિલ્લાહ સુધી નવ ઇમામોએ મીશરની સલતનત ચલાવી.

અઢારમાં ઇમામ શાહ મુસ્તનસિર બિલ્લાહે પોતાના ફરજંદ શાહ નીઝારને ઇમામત આપી હતી, પણ નાના ફરજંદ મુસ્તેઅલીનો પક્ષ જોરાવર હતો, બે લાખ ફોજ અને તેનો સરદાર મુસ્તેઅલીના પક્ષમાં થઇ જવાથી તેણે ઇમામ શાહ નીઝારને કેદમાં નખાવી શહીદ કરાવ્યા. હસન બિન સબ્બાહ નામનો એક પહેલવાન ઇસમાઇલી આ ઝઘડા વખતે મીશરમાં હતો. તે ઇરાનનો રહેવાસી હતો. ઇમામ શાહ નીઝારના ફરજંદ ઇમામ શાહ હાદી જે નાની ઉમરના હતા તેને લઈ

ઇરાન આવ્યો, અને આલમોત ગઢની હાકમી મેળવી ઇમામ ને ત્યાં માન સહિત રાખ્યા.

વીસમાં ઇમામ હક મૌલાના શાહ હાદીથી સતાવીસમાં ઇમામ હક મૌલાના શાહ રૂકનુદીન ખુરશાહ સુધી આઠ ઇમામો આલમોત ગઢના રાજ્યકર્તા થઇ ગયા છે. મૌલાના શાહ રૂકનુદીન ખુરશાહના રાજ્ય અમલ વખતે તાતારી સરદાર હુલાકુખાને ગઢ આલમોત પર ચઢાઇ કરી કિલ્લો જીતી લીધો ત્યારે ઇમામ ઇરાનના દેહલમ પ્રગણામાં આવી વસ્યા.

ઇમામ રૂકનુદીન ખુરશાહથી છેતાલીસમા ઇમામ આગા શાહ હસનઅલી સુધીના ૨૦ ઇમામોનું રહેઠાણ, ઇરાનમાં એરાક ખંડ નામે ભાગમાં દેહલમની કેક, બાબક, મહેલાત વિગેરેમાં હતું.

ઇમામ શાહ હસનઅલી ઇ. સ. ૧૮૪૫ માં હિન્દુસ્તાનના મુખ્ય શહેર મુંબઇમાં આવી રહ્યા ત્યારથી ઇમામોનું રહેઠાણ-દરખાનું મુંબઇ છે.



## પાઠ ૧૮ ઇમામે ઝમાન ભાગ ૩ જો.

ઇમામ એટલે ખુદાઇ નુર ધરાવનાર અને ઝમાન એટલે ઝમાનો અથવા વર્તમાન કાળ, એકંદરે મતલબ એકે, હર

જમાનામાં ખુદાઇ નુર ધરાવનાર પ્રત્યક્ષ પુરૂષ જે ખુદાઇ રસ્તો દેખાડનાર હાદી સોમિયો હોય તે ઇમામે ઝમાન અથવા હાઝર ઇમામ કહેવાય છે. તેને ખલિફતુર રહેમાન યાને ખુદાનો ખલીફો કહે છે. સૃષ્ટિના આરંભકાળમાંજ ખુદાવંદત-આલાએ ફિરસ્તાઓને ફરમાવ્યું છે કેઃ—"ખરેખર હું પૃથ્વીપર ખલિફો ઉત્પન્ન કરનાર છું" (સુરેઅકર આયાત ૨૯) પોતાનો ખલીફો દુનિયાંપર હંમેશાં કાયમ રાખવાનો આ ખુદાઇ નિયમ અચળ છે. ખુદાવંદતઆલાએ પોતે નક્કી કરેલ નિયમો ફેરવાતા નથી, એમ તેનું ફરમાન છે.

રસુલ સ૦ ફરમાવે છે કેઃ—હરગીજ, હૈય્યાત અને કાયમ ઇમામ વગર જમીન ખાલી રહેવાની નથી. તે હિકમતથી માણસો સાથે તેઓની સમજ મુજબ વાતો કરે છે, અને તે સાચા રસ્તા ઉપર છે." (હદીસે નબવી) આહદીસના ટેકામાં પેગમ્બરે ખુદા કુરઆને શરીફની આયાતનો ટેકો આપે છે કેઃ— "કુરઆને મજીદમાં જેમ ખુદા પાક ફરમાવે છે કેઃ—અને અમે અગાઉ પણ ઇમામો બનાવ્યા કે તેઓ અમારા હુકમથી લોકોને નેકીનો રસ્તો બતાવે" (સુરે અંબીયા આયાત ૭૩).

ઈસલામનું શિક્ષણ આપનાર પવિત્ર પુસ્તક કુરઆને શરીફની સાચી સમજણ અને ગુઢાર્થ બાબતોનું જ્ઞાન પણ ઇમામ જાણી શકે છે. જેમ અલ્લાહ પાક ફરમાવે છે કેઃ—

"ખરેખર અલ્લાહ અને ઇમામ સિવાય સંપુર્ણ અર્થ કોઇ જાણતું નથી." (કુરઆને શરીફ.) આ આયાતમાં "રાસે ખુન ફ઼િલ ઇલ્મ" એટલે ઇલ્મમાં પારંગત, તે ઇમામ સિવાય કોઇ ન હોઇ શકે. જેમ કે, કુરઆને મજીદની સુરે યાસીનની આયાત ૧૩ માં ફરમાન છે કે "દરેક ચીજનું જ્ઞાન ઝમાનાના હાઝર ઇમામમાં હોય છે."



## પાઠ ૧૯ ઇમામે ઝમાન ભાગ ૪ થો.

ઇમામ એટલે અલ્લાહનું નુર દુનિયાં પર હર જમાનામાં હાજર મોજુદ હશે એ વિષે કુરઆને શરીફ તથા સહી હદીસોમાં ઘણે ઠેકાણે કહેવામાં આવેલ છે, જેમાંના થોડા ફકરા નીચે આપ્યા છે.

કયામતના દિવસે દરેક માણસને તેના ઇમામ સાથે પોકારવામાં આવશે. (સુરે બની ઇસરાઇલ આયાત ૭૦).

"દરેક ચીજનું જ્ઞાન જાહેર ઇમામમાં સમાયેલું છે." (સુરે યાસીન આયાત ૧૨).

"હે લોકો ખરેખર તમારા પરવરદેગારના તરફથી સાબીતી આવી છે, અને તમારી તરફ જાહેર નુર મોકલ્યું છે." (સુરે નાસ આયાત ૧૭૫).

'અને તમે સઘળાં ખુદાના દોરડાને મજબુત વળગી રહો. અને જુદા પડી જાઓ નહિ.'' (સુરે આલ ઇમરાન આયાત ૧૦૩)

"અમે ઇમામો મોકલ્યા, તેઓ અમારા હુકમથી; અને અમે તેઓને વહી મોકલીએ છીયે તે મુજબ, નેક કામો કરવાની અને બંદગી કરવાની અને દાન આપવાની હિદાયત કરે છે." ( સુરે અંબીયા આયાત ૭૩)

એ સિવાય પણ કુરઆને શરીફમાં ઇમામ હર જમાનામાં જાહેર રહેવા સંબંધે ઘણે ઠેકાણે ચોકખી રીતે ફરમાન છે, પરંતુ લંબાણ ન કરતાં માત્ર ઉપલી થોડી આયાતો લખી છે. વળી ઘણી હદીસોમાં પણ એ વિષે સાફ વર્ણન છે, જેમાની એકજ હદીસ નીચે લખી છે.

"જે માણસ મરતાં સુધી ઝમાનાના ઇમામને જોઇ શકતો નથી તે જાહેલીયતના મોતે મરે છે, અને જાહેલ દોજકમાં જશે."



## પાઠ ૨૦ ઇમામે ઝમાન ભાગ ૫ મો.

ઈમામે ઝમાનની હસ્તી વિષે, મૌલાના હાઝર ઇમામનું ફરમાન મુબારક, "બીજું એ કે જે તમને પુરતું ઇલ્મ હોય

તો તમને ફેરવવા આવનાર બીજા દીનવાળાને બંધ કરવાને એકજ શબ્દ પુરતો છે. તે શબ્દ એ છે કે, જ્યારે તેઓ પુછે છે કે, તમારો ઇમામ કોણ છે? અને તે કયાં છે? ત્યારે તમે તમારા ઇમામનો રસ્તો તેમને બતાવો, જો કદાપી તેઓ કહે કે, અમારો ઇમામ તો જીવતો છે પણ તે ગેબ થઇ ગયો. તો ફરીથી તેને પુછો કે, શું તમારો ઇમામ ઇન્સાનથી ડરે છે? શું તેને માણુસનો ડર છે? કે માણુસો તેને મારી નાખશે? કયા કારણથી ઇમામ ગેબ છે તે સમજાવો? ઇમામ તો ગેબ થતોજ નથી ત્યારે તે કારણ શું સમજાવી શકશે, અને તમારા સવાલનો શું જવાબ આપી શકશે! આટલા સવાલમાંજ તરત તે બંધ થઇ જશે. ત્યાર બાદ તમે તેને કહો કે, ઇમામ તો ઇન્સાનને આ દુનિયામાંથી વારનાર છે, તે જો તમોને છોડી ભાગી જાય અથવા ગેબ થઇ જાય, ત્યારે તમને શી રીતે પાર ઉતારી શકશે! તમારો ઇમામજ તમને રઝળતા મુકીને નાશી જાય એ કેમ બને! તમે તેના મુરીદ થયા તો તમારો મુરશીદ તમને છોડીને ગેબ થઇ જાય એ બનવા જોગ નથી. એ નહિ માનવા જોગ વાત છે. જો ઇમામ ગેબ થઇ જાય તો પછી મુરીદ કોના? તમે હાઝર ઇમામના મુરીદો કે ગેબના મુરીદો? ઇમામ ગેબ થવાની તમારી વાત માની શકાય તેવી નથી. તમે તમારા ઇમામને શોધી કાઢો. આ દુનિયામાં ઇમામનું કામ એ છે

કે, તેણે હાઝર રહી વખતો વખત પોતાના મુરીદોના લાભ માટે બોધ આપવો, તેમને સારે રસ્તે ચલાવવા અને ઇમામત બરાબર સાંચવવી. (અપુર્ણ.)



## પાઠ ૨૧ ઇમામે ઝમાન ભાગ ૬ ઠો.

નબી મોહમ્મદ સરખા પેગમ્બર પહેલ વહેલા આં દુનિયામાં આવ્યા હતા. તે પણ કહેતા હતા કે આ દુનિયાની નબુવત મારી પાસે છે. હું પેગમ્બર છું. એમ જાહેર રીતે કહેતા હતા. તેઓ ઇન્સાનથી ડરતા નહિ હતા, તેઓએ જાહેરમાં ઘણા મોઅજીજા દુનિયાંને દેખાડયા હતા. તેઓ જો એવા જાહેર મોઅજીજા નહિ દેખાડત તો તે વખતની દુનિયાં તેમને નબી કરીને કેમ માનત? તમે જાણો છો તેમ નબી મોહમ્મદનું નામ સૌ કોઇ જાણે છે. જ્યારે તેઓને નબીપણું મળ્યું ત્યારે પછી ડર કોનો હોય!

કરબલાના મેદાનમાં હજરત ઇમામ હુસેન સામે મોટું જંગ કરવામાં આવ્યું, તે વખત તેઓ હજારો માણસોની સામે એકલા લડયા હતા. દુશ્મનો તરફનો જુલમ તથા મહા દુઃખ ભોગવતા છતાં પણ તેઓ કહેતા હતા કે, હું ઇમામ છું. આવા સંકટો વખતે પણ તેઓ ગેબ થયા નહિ પણ ફકત એક લાકડી લઇને દુશ્મનો સામે આગળ અને

આગળ જંગલમાં ધસી ગયા હતા. તે વખતે તેઓએ પોતાની ઈમામત છુપાવી નહિ. જો ઇમામનો જોમો હાઝર નહિ હોય તો સર્વે કાફર થઇ જાય. હજરત ઇમામ હુસેનની લાકડી (છડી, ગાદી) હાલ મારી પાસે છે અને હું પોતે ઇમામ હુસેન છું. તમે જુઓ કે આજે પણ એક લાકડીજ હાથમાં રાખીને હું જયાં ત્યાં ફરૂં છું, કારણ કે હું પોતે ઇમામ છું. મને કાંઇ પણ બીક નથી. ઇમામ હાજર છે અને તેના પર દુઃખ પડે તે છતાં ગેબ થઇ જતા નથી. (અપુર્ણ)



## પાઠ ૨૨ ઇમામે ઝમાન ભાગ ૭ મો.

આ બાબતની સાબીતીના દાખલામાં દુર જવું પડે તેમ નથી જુઓ અમારા દાદાશાહ હસનઅલી દાતારના ઉપર કેવો કેવો સીતમ ગુજારવામાં આવ્યો હતો! તેઓએ કેવી કેવી મુશ્કેલીઓ ભોગવી હતી! પોતાની પાસે એક લાકડી સિવાય બીજું કાંઇ પણ નહિ રાખી ઇરાન દેશમાં મરનાર શાહ ફતેહઅલીની સાથે જંગમાં લડાઇ કરી હતી, અને દુઃખ ભોગવતા ભોગવતા આખરે હિંદુસ્તાનમાં પધાર્યાં હતા. તેમ છતાં પણ તેઓ ગેબ થયા નહિ. ઇરાનમાં તેઓ ઉપર એટલી હાડમારી પડી કે, તેમની પાસે કાંઇ પણ ચીજ રહી નહિ. એટલે સુધી કે તેઓને ઉભા રહેવાને જગ્યા પણ મળે

નહિ ત્યારે તે દેશ છોડીને આ હિંદુસ્તાનમાં પધાર્યા, પણ ગેબ થયા નહિ. પોતા પર પડેલાં સર્વ દુઃખો સહન કીધાં પણ ગેબ થયા નહિ.

જુઓ ઇમામહુસેનથી ચુમાલીસમી પેઢીએ શાહ ખલિલુલ્લાહ, શાહ હસનઅલીના પિતાના ટુકડે ટુકડા કરી નાખવામાં આવ્યા હતા જો તેઓને ગેબ થઇ જવું હતે તો તે વખતે ગેબ થઇ જતે, અને આવું દુઃખ સહન નહિ કરતે. પણ ઇમામ થયા તો તેઓથી એમ થાયજ નહિ. વળી તેઓએ પણ નહિ કહ્યું કે, હું હવે ગેબ થઇ જાઉં છું, કારણ કે મારા પર ઘણું દુઃખ પડયું છે.

હવે જ્યારે અશનાઅસરી લોકો કહે છે કે ઇમામ જંગમાંથી–લડાઇના મેદાનમાંથી નાસી ગયો છે અને ગેબ થઇ ગયો છે. એ શી રીતે માની શકાય! તમે ખ્યાલ કરો કે જ્યારે ઇમામ થઇને દીનની લડાઇમાંથી નાસી જાય, અને દીનની ખાતર ઉભો ન રહે, ત્યારે તમારા દીનના કામમાં તમને શી રીતે મદદ કરે? તેમનામાં ઇમામપણાની હિંમત ન હોય, અને ઇમામપણાની હિંમત જાહેરમાં બતાવે નહિ, તો તે તમો મુરીદોનાં કામો શી રીતે પાર પાડી શકે! આ ઉપરથી તમને ખાત્રી થશે કે, ઇમામ આ દુનિયામાંથી ગેબ થયોજ નથી. ઇમામ ગેબ થઇ શકેજ નહિં."

(બહરે રહેમત પાનાં ૨૨૯ થી ૨૩૪)

## પાઠ ૨૩ ઈમામે ઝમાન ભાગ ૮ મો.

—:( ગઝલ ):—

ક્યા કામકી વોહ હય ગિઝા, હુમકો મિલ્લે ખાને કે બાદ;
હોવે ઇઝ્ઝ હારે ઈમામત, જગસેં મરજાને કે બાદ. (ટેક)

આગસેં સારા મકાં, તારાજ જબવોહ હો ગયા;
અબ્ર વરસે ચોત્તરફસેં ખાકહો જાને કે બાદ. ૧

દર્દસેં દિવાના હો બયઠા, ન હિકમત આઇ કામ;
હાલ અતિબ્બાને જો પુછા, દર્દો ગમ જાનેકે બાદ. ૩

ઇસલામકી ઘરના હિમાયત, છુપ રહા હો ગારમેં;
આયગે રેહબર કભી વોહ, હશ્ર હો જાનેકે બાદ. ૪

નાચીઝ, સાહેબુઝ ઝમાકાં, દૌડકર દામ ન પકડ;
વરના તું પસ્તાએગા, મુલ્કે બકા જાનેકે બાદ. ૫



## પાઠ ૨૪ ઈમામે ઝમાન ભાગ ૯ મો.

ઇમામ નાતેકલ કુરઆન યાને બોલતું કુરઆન છે. સીફીનની લડાઇ જે પહેલા ઇમામ હઝરત મૌલા મુરતઝા અલી અમીરૂલ મોઅજામનીન અને અમીર મોઆવીયાહ બિન અબુસુફિયાન વચ્ચે થઇ હતી. એ લડાઇનું કારણ વિગેરે

લંબાણ હકીકત પર વિવેચન કરવાનું અહીં સ્થાન નથી, પરંતુ તેમાના એક મુદ્દા પર ધ્યાન ખેંચવાની જરૂર ધારીએ છીએ.

ઉપલી લડાઈમાં જ્યારે મોઆવીયાહ હારની અણીપર આવ્યો ત્યારે તેના દગલબાજ વજીરે તેને એક મક્કર કરવાની સલાહ આપી કે, કુરઆને શરીફને નેજા પર મુકી તેનો વાસ્તો આપી હાલ લડાઇ બંધ કરાવવી, પછી સુલેહ કરાવશું. આ પ્રમાણે કરતાં ધારેલી અસર થઇ. મૌલા મુરતજા અલી અને તેમના લશ્કરનો સેનાપતિ માલિક ઉશ્તર દુશ્મનોનો પ્રપંચ સમજી ગયા હતા, તેથી તેઓ લડાઇ ચાલુ રાખવા માગતા હતા. પણ જાહેલ લશકરીઓએ કુરઆન સામે કીધા પછી લડવાની ચોકખી ના કહી એટલુંજ નહિ પણ લડાઈ બંધ કરવાની ફરજ પાડી.

આ વખતે હજરત મૌલા અલીએ ફરમાવ્યું કેઃ—"હું બોલતું કુરઆન છું તે મુંગું કુરઆન છે. માટે દુશ્મનોની ચાલબાજીના ભોગ ન થતાં લડાઇ ચાલુ રાખો આપણી ફતેહ છે." આમ છતાં અજાણ સિપાઇઓ પર અસર ન થઇ. ન છુટકે લડાઇ બંધ કરવાની ફરજ પડી, જેનું પરિણામ કેટલું વિપરીત આવ્યું, તે કોઈનાથી અજાણ્યું નથી.

આથી સાબીત એ છે કે, ઇમામ બોલતું કુરઆન છે

અહકે કુરઆનના ગુહ્ય ભેદો સમજાવનાર ઇમામ છે. માટે ઇમામે ઝમાનની દામન મેળવ્યા વિના સત્ય જ્ઞાન મલી શકે નહિ, અને ઇમામે ઝમાનની મહોબ્બત વગર ઇબાદત બેફાયદે છે. જેમ કોઇ શાયર કહે છે કે:—

બેહુબ્બે અહુલેબેત ઇબાદત હરામ હય,
ગાફિલ તેરી નિમાજપે મેરા સલામ હય.



## પાઠ ૨૫ ઇમામે ઝમાન ભાગ ૧૦ મો.

જનાબે અબુ બસરી કહે છે કે, મેં એક વખત હઝરત ઇમામ જઆફરે સાદિક પાસે જઇ અરજ કરી કે, યા ઇબ્ને રસુલિલ્લાહ, શીયાઓ આપસમાં કહે છે કે, હઝરત અલી અ૦ પાસે ઇલમનાં હજાર બાબ હતા, જે દરેક બાબથી હજાર હજાર બાબ ખુલ્લા થાય, તો આ વિષે આપ શું ફરમાવો છો? આપે ફરમાવ્યું બેશક ખરૂં છે. મેં અરજ કરી, એ ઘણું ઇલ્મ છે. આ સાંભળી આપ થોડીવાર ચુપ રહયા, પછી ફરમાવ્યું કે, હા, એ ઇલ્મ છે, પણ તે ઇલ્મ કાંઇ નથી. અમારી પાસે 'સહીફે જામે આ' છે જે હઝરત અલી અ૦ મેં પોતાને હાથે લખેલી મોટી કિતાબ છે. તેમાં ઇન્સાનની તમામ જરૂરિયાતોનું ઇલ્મ છે. એટલે સુધી કે,

અગર કોઇને જરા ઉજરડો કરે, કે કોઇને હાથ મારે તો તેના બદલાનું પણ તેમાં બયાન છે. એ સાંભળી મેં અરજ કરી કે, આતો બહુ ઇલ્મ છે. આપે ફરમાવ્યું હા, ઇલ્મ તો છે, પણ તે ઇલ્મ કાંઇ નથી. અમારી પાસે 'જફ્ર' છે. તે લાલ રંગનું ઉંટનું ચામડું છે. તેમાં તમામ નબીઓ અને વસીઓનું ઇલ્મ છે. મેં અરજ કરી, અલ્બત, એ ઇલ્મ તો એથી પણ વિશેષ છે. આપે ફરમાવ્યું હા, ઇલ્મ છે, પણ તે ઇલ્મ કાંઇ નથી. અમારી પાસે 'મુસહિફે ફાતેમાહ છે. તેમાં આ કુરઆનથી ત્રણગણી તફસીલ છે, અને આ કુરઆનમાંની એક આયાત પણ તેમાં લખી નથી. એમાં એવી બાબત છે કે, ખુદાએ વહીથકી તેમાં લખાવેલ છે. મેં અરજ કરી કે, આ તો ઘણુંજ ઇલ્મ છે આપે ફરમાવ્યું હા, પણ આ ઇલ્મ કાંઇ નથી. અમારી પાસે 'માકાનવમા યકુન'નું ઇલ્મ છે, એટલુંજ નહિ પણ કયામતના દિવસે જે જે થશે તે તમામ અમે જાણીએ છીએ. મેં અરજ કરી, ખુદાની કસમ એજ ઇલ્મ છે. આપે ફરમાવ્યું કે, હા, પણ એ તો કાંઇ નથી. આ સાંભળી મેં અરજ કરી. આ સિવાય બીજું શું ઇલ્મ હોઇ શકે? આપે ફરમાવ્યું કેઃ—

ઇલ્મ તો એ છે કે, રાત અને દિવસ તાજું તાજું અલ્લાહ તરફથી અમને મઅ્યાજ કરે. એક અમ્ર પછી

બીજો અમ્ર અને એક ચીજ પછી બીજી ચીજ, કયામત સુધી ચાલુજ રહે. જે અમે ઉમ્મતને સમજાવીએ.

અલ્લાહ તઆલા પોતાના હુકમો હર વખત ઇમામ મારફત દુનિયાંને પહોંચાડતો રહે છે, તે મુજબ કયામત સુધી પહોંચાડતો રહેશે.



## પાઠ ૨૬ ઇમામે ઝમાન ભાગ ૧૧ મો.

—: ગઝલ :—

ઇતેઝારી જીસકીથી રૌશન સિતારા હો ગયા,
સુનલે દોઆલમમેં મહેંદીકા નકારા હો ગયા. (ટેક)

અસ્પે દુલદુલકી સવારી દસ્તમેં હૈ જુલફીકાર,
વોહ અલી અવતાર નકલંક આશકારા હો ગય. ૨

ચર્ખે ચહારૂમસે જહા મેં આ ગયા ઇસામસીહ,
વોહ કિતાબ દાનિયાલીકા ઇસારા સો ગયા. ૩

ઇન્જીલો તૌરાતસેં ઔર હદિસો કુરઆનસેં,
ઔર વેદકે ભી ભેદસેં સુલતાન દુલારા હો ગયા. ૪

અબ્દકી આંખોસે સુલતાન નુર ખુદા આયા નજર,
ઉસકું ખાક આઇ નજર જીસદિલ અંધારા હો ગયા. ૫



# પાઠ ૨૭ ખુદા પસંદ કામો ભાગ ૧ લો.

ઇસમાઇલી કેળવણી ખાતાની એક શાળામાં ધાર્મિક શિક્ષણ આપનાર શિક્ષકે એક દિવસ ધર્મનું જ્ઞાન આપવાનો વખત થયો ત્યારે છોકરાઓ સામે જોઇને કહ્યું કે, આપણે કેવી રીતે ખુદાની સેવા કરવી જોઇએ, અને આપણે શું કરીએ તો ખુદા રાજી થાય? આ પ્રશ્નનો જવાબ તમો દરેક આપશો તે પરથી જણાઇ રહેશે કે, તમો ધર્મના જ્ઞાનનું શિક્ષણ લીઓ છો તેમાથી આજ સુધીમાં શું સાર ગ્રહણ કર્યો છે.

શિક્ષકના ઉપલા સવાલના જવાબો વિદ્યાર્થીઓએ એક પછી એક આપ્યા તે નિચે પ્રમાણે છેઃ—

૧ આપણો ધર્મ પાળવાથી ખુદા રાજી થાય છે.

૨ આપણા ધર્મના રેહબર હાઝર ઇમામના ફરમાન પ્રમાણે ચાલવાથી ખુદા રાજી થાય છે.

૩ દરરોજ સવારસાંજ જમાતખાને જઇએ, ત્રણ વખતની દુવાની બંદગી ગુજારીએ, તો ખુદા રાજી થાય છે.

૪ જમાતખાનામાં જઇ અદબથી બેસીએ, વાતો ન કરીએ જ્ઞાન વંચાય કે વાએઝ થાય તે ચિત્ત દઇને સાંભળીએ, તો ખુદા રાજી થાય છે.

૫ હક હલાલનો ધંધો કરી, કમાણીમાંથી ઇમામનો હક દશોંદ ચોકખી આપીએ તો ખુદા રાજી થાય છે.

૬ મજલીસો, જાગરણોમાં હાજરી આપીએ તો ખુદા રાજી થાય છે.

૭ ખુદા ઉપર વિશ્વાસ રાખીએ, તો ખુદા રાજી થાય છે.

૮ ખુદાનું નામ વારંવાર યાદ કરીએ, તો ખુદા રાજી થાય છે.

૯ ખુદા ઉપર પ્રેમ રાખીએ, તો ખુદા રાજી થાય છે.

૧૦ ખુદાથી ડરીને ચાલીએ, તો ખુદા રાજી થાય છે.

૧૧ માબાપનું કહ્યું માનીએ, તો ખુદા રાજી થાય છે.

૧૨ ગરીબો પર દયા રાખીએ, તો ખુદા રાજી થાય છે.

૧૩ કોઇને દુઃખ ન દઇએ, કોઇનાં પર જુલમ ન કરીએ, તો ખુદા રાજી થાય છે.

૧૪ નીતિથી ચલીએ, પાપ ન કરીએ, તો ખુદા રાજી થાય છે.

૧૫ ક્રોધ ન કરીએ, લોભ ન કરીએ, અભિમાન ન કરીએ, તો ખુદા રાજી થાય છે.

૧૬ કોઇની નિંદા ન કરીએ, અદેખઈ ન કરીએ, તો ખુદા રાજી થાય છે.

૧૭ ખોટું બોલીએ નહિ, ચોરી કરીએ નહિ, કોઇને ગાળો

દઇએ નહિ, મારામારી કરીએ નહિ, તો ખુદા રાજી થાય છે.

૧૮ સૌના વાંક માફ કરીએ, કોઇના પર વેર ન રાખીએ, તો ખુદા રાજી થાય છે.

૧૯ આખા જગતમાં સૌનું ભલું થાઓ, એવી દુવા માગીએ, તો ખુદા રાજી થાય છે.

૨૦ બધી બાબદોમાં ખુદાની મરજી પ્રમાણે ચાલીએ તો ખુદા રાજી થાય છે.



## પાઠ ૨૮ ખુદા પસંદ કામો ભાગ ૨ જો.

ખુદા આપણા પર કેમ રાજી થાય? એ પ્રશ્નના જવાબો વિદ્યાર્થીઓએ આપ્યા તે સાંભળી શિક્ષક ખુશી થયા અને બોલ્યા કે, તમારી સૌની વાતો ખરી છે. સદ્‌વર્તન કરનાર પર ખુદા રાજી થાય છે. નમ્રપણું ખુદાને વિશેષ પસંદ છે.

આપણા બોધગુરૂ ફરમાવે છે કેઃ—

જીરે વીરા મીઠડું આપ બોલો,
વીરા નમી ખમી હો યાર ચાલો;
મત છોડીયો સત્ય ધર્મસું સ્નેહજી. ૧

જીરે વિરા અંતસમાઇલો પીસ્તો,
પીસ્તા કાઢી હો યાર નાંખો,
તો આપણા સાહેબ અલી રાજા મન ઘણું
ભાવેજી. ૨

વળી બીજે ઠેકાણે પીર માબાપ ફરમાવે છે કેઃ—

જેની વાણી મીઠી દુનિયા માંહે,
હોશે વળી તેમાં ધર્મ આચાર;
તેને દુનિયાં ભુંડા વાંચ્છે નહિ,
તેના ઉપર રાજી રહેશે આપ સૃજનહાર. ૩

ભાઇઓ, ખુદા પસંદ કામો વિષે ઉપર જે ચર્ચા આપણે કરી છે, તે ધ્યાનમાં રાખી અમલમાં મુકશો તો તમારા ઉપર ખુદા હંમેશાં રાજી રહેશે અને તમો દુનિયાંને આખરતમાં સુખી થશો.



## પાઠ ૨૯ સદ્વિચારો.

આપણા હાજર ઇમામ ફરમાવે છે કેઃ—"હમેશાં સારા નેક વિચાર કરવા-સુતી વેળા તમારા આત્માથી પાંચ દસ મિનિટ વાતો કરો કેઃ-આત્મા ક્યાંથી આવ્યો છે પાછો

ક્યાં જવાનો છે, કેવાં કૃત્યો કરવાં જોઇએ વિગેરે–જે માણસ સુતી વેળા સારા ખ્યાલો કરી સુવે છે, તેનું સુવું પણ ઇબાદતમાં ગણાય છે, અને જે માણસ ખરાબ વિચારો કરી સુવે છે તેનું સુતું પણ ગુનાહમાં લેખાય છે."

એક કવિએ આ સંબંધે ઠીક કહ્યું છે કેઃ—

જે જે સાચ જુઠ થયું ભલું બુરૂં કામ કર્યું,
સુતી વેળા સર્વ તણો ન્યાય કરે સજ્જનો;
જુઠું તો બોલાયું નથી નિંદા કોઈની થઇ નથી,
કોઇની ભલાઇઓ આડે આવવાથી દુર છું;
ખોટી સલાહ દીધી નથી જીવકો દુભાવ્યો નથી,
વિચાર કે કલ્પનામાં બુરાઇથી બચ્યો છું;
કાનને પવિત્ર રાખો જીભે શુભ વાણી ભાખી,
ગૃહસ્થની રીત રાખી પ્રમાણીક રહ્યો છું. ૧

ફરજ બજાવી બધી રૂડી રીતે પાળી કરી,
નકામી વાતોથી ડરી કાને હાથ દીધા છે;
ખુદાની ખુદાઇ મહિં મુસાફરી મારી ઠરી,
નીતિને વિચારી કરી ફરજ બજાવી છે;
અહો! એવા વીર નર વિચારી સુવે નિડર,
ઓળખે જે અંતરે ખુદાની પીછાણ છે;

આવા શુભ ચારિત્રથી એકરંગા માનવી જે,
હોય તેની સંગતમાં જીજ્ઞાસુ ભલાઇ છે.

## પાઠ ૩૦ આરોગ્યતાના નિયમો.

જે માણસ આરોગ્યતાના નિયમોનું પાલન કરે છે, તેને કુદરત સુંદરતા અને તાકાતની બક્ષિશ કરે છે, અને તેના નિયમોનું ઉલંઘન કરનારને દુર્બળતા અને દર્દોની સજા કરે છે. જેણે આરોગ્યતા પ્રાપ્ત કરી તે બધું મેળવી શકે છે. નીચે બતાવેલા આરોગ્યતાના નિયમોનું પાલન કરવું આવશ્યક છે.

૧ ખોરાક સાદો લેવો. ગરમ મસાલાવાળો અતિ તીખો, ખારો, ખાટો કે વાસી ખોરાક લેવો નહિં.

૨ જ્યારે ખરી ભુખ લાગે ત્યારેજ ખાવું.

૩ કદિ પણ રૂચી ઉપરાંત ખાવું નહિં.

૪ ખુબ ચાવીને ખાવું, જેથી અજીરણનો ભય રહેશે નહિ અને થોડું ખાવાથી તૃપ્તિ થશે.

૫ મોડી રાત સુધી ઉજાગરો ન કરતાં, વહેલા સુવું અને વહેલા ઉઠવું.

૬ પ્રાતઃકાળે મળત્યાગ કરી માફક આવે એવા પાણીથી

શરીર ચોળીને નહાવું, પછી ઘસીને અંગ લુછવું, તેથી લોહી વધારે ગતિમાન થતાં સ્પુર્તિ આવશે.

૭ દરરોજ ખુલ્લી હવામાં ફરવું અને નિયમિત કસરત કરવી.

૮ કપડાં સ્વચ્છ પહેરવાં, બીછાનું અને ઘર સ્વચ્છ રાખવાં.

૯ ઘરમાં હવા, ઉજાસ અને તડકો આવે એવી ગોઠવણ કરવી.

૧૦ મગજમાંથી બીક, ચિંતા, ગુસ્સો, ઇર્ષા, અશાન્તિને દુર કરો, તેની અસર શરીર પર જરૂર થાય છે.

૧૧ મળમુત્રને કદિ રોકતા નહિં.

૧૨ દરરોજ પોતાના ઇષ્ટદેવનું સ્મરણ અવશ્ય કરતા રહેવું.

૧૩ ભારે ખોરાક લેતા પહેલાં હોજરીને પુછો કે, તે પચાવી શકે તેમ છે કે નહિં.

૧૪ ભોજન લેતી વખતે ખુશમિજાજ, નિર્દોષ આનંદ વ્યાપી રહે એવી યોજના કરવી.

૧૫ સંકટ સમયે પણ ધૈર્ય રાખી શકાય એવી ટેવ પાડવી.



# ઇસમાઇલી શિક્ષણમાળા ભાગ ૫ મો.

——:o:——

## પાઠ ૧ લો સદ્‌ગુરૂ.

ગુરૂ અથવા મુરશીદ જેને રેહબર કે ભોમિયો પણ કહેવામાં આવે છે તેના આશ્રયની દરેક મનુષ્યને ઘણીજ અગત્ય છે. જે બાબત આપણે જાણતા ન હોઇએ તે બતાવવા માટે ઉસ્તાદની જરૂર પડે છે તો ધર્મમાર્ગનો અગમ્ય વિષય સમજાવવા—અલ્લાહની ઓળખાણ મેળવવા સદ્‌ગુરૂ-કામીલ મુરશીદની દોરવણીની અવશ્ય આવશ્યકતા રહે એ દેખીતું છે.

એમ તો દરેક માણસ કોઇ સાધુ, ફકીર, ધર્મના આચાર્યને પોતાનો ગુરૂ માની લે છે અને તેની પેરવી કરે છે. પણ તે ગુરૂ કાંઇ સદ્‌ગુરૂ કે કામલ મુરશીદ કહી શકાય નહિ. એ તો બધા ધંધાર્થી ગુરૂઓ છે.

આ જમાનાના સાચા સદ્‌ગુરૂ હઝરત નબી મહમદ મુસ્તફા સલલ્લાહુ અલૈહી વસલ્લમ છે જેને અલ્લાહ પાકે આખર જમાનાના પેગમ્બર અને જગતગુરૂ તરીકે મોકલ્યા, હતા. એ મહાપુરૂષે અસહ્ય જહેમત વેઠી અજ્ઞાનતાનો અંધકાર

મટાડી સત્યજ્ઞાનની રોશની ફેલાવી જગતપર મહાન ઉપકાર કીધો છે. એટલુંજ નહિ પણ એમના મારફત જાહેર થયેલી અલ્લાહના કલામની કિતાબ–કુરઆને શરીફ અને તે સમજાવનાર પોતાની અહેલેબયત પાકને મજબુત વળગી રહેવા, તેનાથી છુટા ન પડવા, અંતિમ વખતે પોતાના અનુયાયીઓને એટલે આપણુને ભલામણ કરી કે, આ બે ચીજો કયામત સુધી રહેશે તેનાથી ગાફલ ન થજો.

આ પરથી સાબીત થયું કે, નબીની આલ હઝરત મૌલા મુરતજા અલી અને જનાબ બીબી ફાતેમા જોહરાંથી વગર તુટે સીધી નર નસલે દુનિયાં પર કાયમ છે, અને કાયમ રહેશે એજ સાચા સદ્ગુરૂ અને કામલ મુરશીદ છે. દરેક મનુષ્યે તેનું શરણુ ગ્રહણુ કરવું જોઇએ.

પીર સદરદીન સાહેબે ખરૂં કહ્યું છે કેઃ—

સતગુર જુગમાં કહાવે ઘણા, તેથી મોક્ષ ન પામે જીવ આપણા,
ચરણુ ધોઇ ચરણામૃત પાય, તે ગુરૂ આખર પરલે જાય.
સતગુર તેજે જુગતજ કરે, દિલભિતર જીવનાં કારજ સરે,
એવા ગુર તો જુગમાં એક, માણુસ રૂપે નર આપ અલખ.

હજરત મૌલા મુરતજા અલીની ગાદી પર ૪૮ મી પેઢીએ હઝરત મૌલાના આગા સુલતાન મહમદશાહ દાતાર

હાઝર ઇમામ બીરાજે છે, તે સાચા સદ્‌ગુરૂ અને કામલ મુરશીદ છે.



## પાઠ ૨ જો ન્હાનપણથી સારી ટેવ પાડો.

લીલી કાઠી જેમ વાળીએ તેમ વળે પણ સુકી કાઠીને વાળીએ તો ભાંગી પડે. આ કહેવત સર્વમાન્ય હોઇ ખરી છે. આનો મતલબ એ કેઃ—ન્હાનાં બાળકોમાં કોઇ દુર્ગુણ જોવામાં આવે તો તે સુધારવા માબાપો કે વાલીઓ તેજ વખતે પ્રયત્ન કરે તો સુધારી શકે છે પણ જો તેઓ બેદરકાર રહી તે પ્રતિ લક્ષ ન આપે તો દુર્ગુણો વધે છે અને કોઇ વખત તેનાં ભયંકર પરિણામો આવે છે. આ પર એક નકલ છે.

એક ન્હાનો છોકરો નિશાળે ભણવા જતો હતો. એક દહાડો તેણે કોઇ છોકરાની કંઇ ચીજ ચોરી લઇ ઘેર આવી પોતાની માને આપી. આ વખતેજ તેણીએ પોતાના છોકરાને ઘટતી શિક્ષા કરી ચોરેલી ચીજ તેના માલીકને પાછી અપાવવી જોઇતી હતી, પણ તેમ ન કરતાં તેણીએ પોતાના છોકરાને શાબાશી આપી અને એક જમરૂખ ખાવાને આપ્યું. તે ઉપરથી તે છોકરો જેમ જેમ મ્હોટો થયો તેમ

તેમ મ્હોટી ચોરીયો કરવા લાગ્યો. એક વખત ચોરી કરતાં ખુન પણ કીધું અને પકડાયો તેથી તેને ફાંસીની સજા થઇ સરકારી માણસો તેને ફાંસી દેવા લઇ ગયા. તમાસો જોવા લોકોની મેદની મળી હતી. ગુનેહગાર જુવાને અરજ કરી કે મને મારી માનો મેળાપ કરાવો. મા રડતીને ડુસ્કાં ભરતી આવી. છોકરાએ પોતાની માને કાનમાં કંઇ વાત કરવાની છે એમ કહેતાં તેણીએ કાન ધર્યો ત્યારે છોકરાએ તેના કાનને બચકું ભર્યું. આ જોઇ લોકો કહેવા લાગ્યા કે, કેવો નઠારો છોકરો ! ફાંસી જવા વખતે પણ આવું મહાપાપ કરતાં ચુકયો નહિ. છોકરે કહ્યું, હે સજ્જનો, મારી અરજ સાંભળો. મેં આ માનો આ વખતે પ્રાણ લીધો હોત તો પણ મને દોષ લાગત નહિ. હું ન્હાનો હતો ત્યારે નિશાળમાંથી છોકરાઓની પેન પાટીને ચોપડી અથવા પાઇ પૈસો ચોરી લાવી આ મારી માને આપતો ત્યારે તે મારાં વખાણ કરતી પણ જો તે વખતેજ તેણીએ મને શિક્ષા કરી હોત તો આજ મારી આ અવદશા ન થાત.

છોકરાં આળસુ થાય અભણ રહે કે નઠારાં નિવડે તેનું મુખ્ય કારણ ઘણાખરા દાખલાઓમાં માબાપનું લાડ હોય છે. વડીલોની ફરજ છે કે ન્હાના બાળકોને શરૂઆતથીજ સારા માર્ગે વાળવામાં આળસ કરવી નહિં. મ્હોટા થયા પછી જે

દુર્ગુણો હજારો ઉપાયોથી ટળતા નથી તે બચપણમાં સહેલાઇથી ટાળી શકાય છે.



## પાઠ ૩ જો તંદુરસ્તીની આવશ્યકતા.

તંદુરસ્તી સાથે લાંબુ જીવન ભોગવવું તે મનુષ્ય માત્રની કુદરતી ઇચ્છા અને હક્ક છે. મનુષ્ય જન્મ એ અમુલ્ય તક છે આ જન્મ દરમ્યાન જો માણસ ધારે તો મોક્ષ પ્રાપ્ત કરી શકે છે, ધર્મ અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તી માટે મનુષ્ય શરીર સાધન છે, અને તેથીજ દરેક માણસે આ સાધનનો ઉપયોગ કરી જીંદગીની સફળતા કરવી જોઇએ.

જીવનની નેમ પુરી કરવા માટે સાધનરૂપ મળેલા આ દેહને ઉપયોગી બનાવવાને તંદુરસ્ત હાલતમાં લાંબો વખત ટકી રહે તેવું રાખવાની પ્રથમ જરૂર છે. જો શરીર રોગનું ઘર હોય તો લાંબુ આયુષ્ય ભોગવી શકાતું નથી, અને જેટલું જીવવું પડે છે તે સમયમાં પણ શરીર સારૂં ન રહેવાથી જીવન દરમ્યાન કાંઇપણ પ્રયાસો થઇ શકતા નથી. ખરાબ કે રોગી શરીરથી વ્યાપારધંધામાં પણ ચીત્ત લાગતું નથી અને તેથી તેમાં પણ સફળતા મળતી નથી.

મતલબ કે રોગી શરીરની અસર મન ઉપર પણ થાય છે. શરીર તંદુરસ્ત હોય તો મન તંદુરસ્ત હોઈ શકે, અને મન તંદુરસ્ત હોય તોજ વિચારો અને આચારમાં ઉચ્ચતા આવી શકે. એટલે ઉંચા વિચારો અને પરમાત્માનું ચિંતન વગેરે માટે મન શાંત જોઇએ. અને તે માટે શરીર નીરોગી હોવું જોઇએ.

રોગી શરીરવાળા લોકોને ગમે તેવી સમૃદ્ધિ કે સત્તા હોય તો પણ તે તેને નિરૂપયોગી જણાય છે. જ્યારે તંદુરસ્ત શરીરવાળાઓને બીજી સમૃદ્ધિ ઓછી હોય તોપણ તેઓ "શરીરે સુખી તો સર્વ વાતે સુખી" તે મુજબ સંતોષથી જીવન ગુજારી શકે છે, અને શરીરરૂપી સાધનનો સદુપયોગ કરી આ લોક ને પરલોકનાં સુખોમેળવવા ભાગ્યશાળી થાય છે. આ ઉપરથી જણાશે કે શરીરને તંદુરસ્ત રાખવાની પહેલી જરૂર છે. આપણા દેશમાં શરીરની તંદુરસ્તી સંબંધમાં વિચાર કરવાવાળા લોકો ઓછા છે, અને તેથી આપણી ટેવમાં જે બેદરકારી અને અનિયમિતતા વધી પડેલી છે તેને પરિણામે આપણી પ્રજા દિનપરદિન સરારમાં ક્ષીણ થતી જાય છે. હજારો માણસો ભરજુવાનીમા શરીરની બેદરકારી કે તેવીજ ભુલના ભોગ બની મરણને શરણ થાય છે.

શરીરની તંદુરસ્તીનો મુખ્ય આધાર જેના પર છે તે

વિષયને લગતી અગત્યની હકીકત આ પછીના પાઠમાં આપવામાં આવી છે.



## પાઠ ૪ થો તંદુરસ્ત રહેવાના ઇલાજો.

શરીરની તંદુરસ્તીનો આધાર શા ઉપર રહેલો છે? આ મહત્વનો પ્રશ્ન છે. આ પાઠમાં એ મહાન પ્રશ્ન સંબંધી બધી વિગતોમાં ઉતરી શકાય તેમ નથી છતાં શરીરની તંદુરસ્તીનો મુખ્ય આધાર જેના પર છે તે વિષયને લગતી અગત્યની બાબતો રજુ કરીએ છીએ.

આ માટે કુદરતી ઇલાજો સૌથી સરસમાં સરસ ઇલાજ છે. કુદરતી ઇલાજો અનેક પ્રકારે કરી શકાય છે, પરંતુ તેમાંના મુખ્ય નીચે પ્રમાણે છે.

૧ ઉપવાસ–આથી શરીરમાં એકઠો થતો નવો કચરો બંધ થાય છે. જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, પાચનના અવયવો સુધરે છે, આંતરડાને વિશ્રાંતિ મળે છે અને રોગ નાશ પામે છે.

૨ શુદ્ધ પાણી પીવું–ઉકાળેલું પાણી ઠંડુ કરીને પીવું જોઇએ. પાણી પ્રવાહી હોવાથી શરીરની અંદર જામી ગયેલ કચરાને ઢીલા કરે છે, તેને પલાળીને કાઢે છે,

ઝીણી નસોને સ્વચ્છ કરે છે, લોહીના માર્ગોને સાફ બનાવે છે, જીવનને વધારે છે, શરીરને શુદ્ધ બનાવે છે અને તે અર્ધા આહારની ગરજ સારે છે.

૩ દુધનો ખોરાક—દુધ શરીરને તાકાત તથા પુષ્ટિ આપે છે. મળ સાફ આવે છે. જીવનતંતુઓ વધારે છે દુધ વિશુદ્ધ આહાર છે, રેચક છે, ઘણા ભાગે પાણી ની ગરજ સારે છે તે રસાયન છે, અને બળબુધ્ધિદાતા છે.

૪ ફળાહાર—ફળાહારથી પાચનશક્તિ સુધરે છે, જઠરાગ્નિ વધે છે, બુધ્ધિ ખીલે છે, સત્વગુણની વૃધ્ધિ થાય છે, રોગને પેસવા મળતું નથી. જીવનદોરી લંબાય છે, શક્તિ વધે છે.

૫ કસરત—બધું કાર્ય એકલો કરી શકે એવો પાંચમો ઇલાજ કસરત છે, કસરતથી જામેલ લોહી હરેફરે છે, શરીરને સ્ફુર્તી આવે છે, ઉત્સાહ વધે છે, કૌવત આવે છે, કાયા દ્રઢ થાય છે, હિંમત આવે છે, કસરતના ફાયદા અપાર છે. બળબુધ્ધિ પરાક્રમને સતેજ રાખનાર અનેજુવાની ટકાવી રાખનાર કસરતજ છે

ઔષધોના મુકાબલે આ અને એવા બીજા કુદરતી ઇલાજો સો દરજજે ચઢે છે. દરેક મુખ્ય ઇલાજમાં બીજા ઇલાજો ગૌણપણે લેવાજ પડે છે એ ભુલવુ ન જોઇએ.

## પાઠ ૫ મો રૂઢીબંધન.

કોઇ શ્રીમંતને ત્યાં લગ્ન પ્રસંગે હોતાં ઘરમાં ઘણાં માણુસોની આવજાવ થવા માંડી. ઘરમાં એક બિલાડી હતી તે હરફર કરતાં બધાંને આડી આવવા લાગી તેથી તેને એક વાંસના સુંડા નિચે પુરી મુકવામાં આવી હતી. થોડા દિવસ પછી એજ નાતમાં કોઇ બીજા ગૃહસ્થને ત્યાં જ્યારે લગ્ન પ્રસંગ આવ્યો ત્યારે એક ડોસીમાએ સલાહ આપી કે, એક બિલાડાને સુંડા નીચે પૂરી મુકવી જોઇએ. ફલાણા શેઠને ત્યાં પણ લગ્ન વખતે એમ કરવામાં આવ્યું હતું અને તે સારાં શુકનની નિશાની છે. આ પરથી આ શ્રીમાને બે બિલાડીઓ પકડી બે સુંઢા નીચે રખાવી દીધી. પછી તો દરેક ઘરમાં જ્યારે લગ્ન પ્રસંગ હોય ત્યારે બેત્રણ કે ચાર બિલાડીઓને પુરવાનો રિવાજ પડી ગયો.

દરેક કોમમાં શાદી ગમી વિગેરા વાર તહેવાર પ્રસંગે ઘણા કુધારા, બાહ્ય આડંબરો અને ભપકા ભર્યાં દેખાવો કરવા પાછળ થતા પુશ્કળ ખર્ચો આપણે જોઇએ છીએ તે બધા કુરિવાજો આવી રીતે દેખાદેખાથી ઘુસેલા જણાય છે. તેને પોષનાર આ વર્ગ છે અજબતો એ છે કે પ્રચલિત થઇ પડેલા અયોગ્ય ચાલો સંબંધી કોઈ વિચરજ નથી કરતા કે, આ પ્રથા કોમમાં શાથી પડી? તેમાં શું ફાયદો

છે? માત્ર ઓલ્યાને લગ્ને લગ્ન ચલાવતા આરે એટલુંજ નહિ પણ કોઇ નવી રોશનીવાળો સમજુ માણસ કંઇ સુધારો સુચવે તો તેને હડધુત કરી કાઢી મુકે. આથી આવી બાબતો સામે થવા કોઇ હિંમત કરી શકતું નથી.

કોમના સુકાનીઓ, ભણેલા નરનારીયો, સેવાભાવી સજ્જનો, યુવાનવર્ગ અને વહાલા વિદ્યાર્થી બંધુઓ આપણી કોમમાં પણ એવા ઘણા કુધારા છે જેનો સત્વર નાશ કરવો ઘટે કોમના અજ્ઞાન વર્ગને સમજાવવા તમારી સમગ્ર શક્તિનો ઉપયોગ કરી તેને અયોગ્ય રૂઢી બંધનથી મુક્ત કરવા પ્રયાસ કરો. શાદી ગમી વિગેરે પ્રસંગોએ થતા ખોટા ખર્ચને તકલી-ફથી બચાવો. સકમાઇના પૈસા ફોકટ વેડફી નાખનારાઓને તેનો સદુપયોગ કરતાં શીખવો. એ તમારી ફરજ છે. કોમનાં શ્રીમંતોની દેખાદેખી કરી સાધારણ સ્થિતિવાળા માણસ દુઃખી થાય છે. લગ્ન પ્રસંગમાં નિકાહ એક મુખ્ય ક્રિયા છે તે સિવાય બીજા કશાની જરૂર નથી. નિકાહ વારસીક મેલાવડામાં કે તહેવારના દિને જમાતખાનામાં પણ થઇ શકે. દરેક કાર્ય સાદાઇ અને કરકસરથી કરશો તો સુખી થશો, કોમની ઉન્નતિ થશે અને હાઝર ઇમામ પણ રાજી થશે.

~:o:~

## પાઠ ૬ ઠ્ઠો વિવેક.

વિવેક વિચાર વૈરાગ ને જ્ઞાન.
સકળ પદાર્થ એ ચારેક જાણ;
સર્વે સાધનમાં મુખ્ય વિવેક,
જેથી ટળે અજ્ઞાન અનેક.

વિવેક એટલે સારાસારનું ભાન, વિચાર એટલે શુભચિંતવન, વૈરાગ એટલે માયાવિ ચીજોની અરૂચી અને જ્ઞાન અથવા પોતાની ઓળખાણ આ ચારે મોક્ષનાં સાધનો ગણાય છે, મુમુક્ષજનો માટે આ ચારે ઉત્તમ બાબદોને ગ્રહણ કરવાની અતિ આવશ્યકતા છે. એ ચારેમાં પણ વિવેક શ્રેષ્ઠ છે, જેનાથકી અજ્ઞાનરૂપી ગાઢ અંધકારનો નાશ થાય છે. અર્થાત વિવેક એ જ્ઞાનની રોશની છે.

વિવેકના બે પ્રકાર છે. વ્યવહારિક વિવેક અને અધ્યાત્મિક વિવેક, મીઠીવાણી નમ્રપણું, નેક અદબો અને સામા માણસનું મનરંજન કરવાની શક્તિ એ વિવેકી માણસોના ગુણો છે. આવો વ્યવહારિક વિવેક પણ વખાણને પાત્ર છે. વિવેકી માણસને લોકો ચ્હાય છે. સારાસાર, હકનાહક, હરામ, હલાલ અને આત્મા અનાત્મને જાણનાર અધ્યાત્મિક વિવેકી ગણાય. આવો માણસ સુખ, સંપત્તિ અને માનપાનથી ફુલાઇ ન જાય અને દુઃખ દર્દ કે અપમાનથી નાસીપાસ ન

થાય કેમકે શરીર અને આત્માના જુદા જુદા ધર્મોનું તેને ભાન છે, તે અહુંકારમાં તણાઇ કોઇને હલકો નહિ સમજે વિવેક બુદ્ધિથી 'આત્મવત સર્વ ભુતેષુ'ના સુત્રનું પાલન કરનાર જગતના માત્ર જીવોનું ભલું કરવા તે હંમેશાં તત્પર રહે છે

સદ્દગુરૂના ગુરૂમંત્રની કદર કરી, યથાવિધિ, નિષકામ વૃત્તિથી તેનું પાલન કરી વિવેકી જનોજ મોક્ષપદ પ્રાપ્ત કરી શકે છે, અને તેથીજ ઉપર જ્ઞાને શરીફમાં કહેવામાં આવ્યું છે કે, મોક્ષ મેળવવાનું મુખ્ય સાધન વિવેક છે.

આવો આધ્યાત્મિક વિવેક મેળવવા, આપણા નિત્ય કર્મની ક્રિયાઓ કર્યા પછી દરરોજ શુદ્ધ મનથી માગો કે યા મૌલા અમને વિવેક, વિચાર, વૈરાગ્ય અને જ્ઞાનની બક્ષીસ કર જે થકી અમારૂં મનુષ્ય જીવન સાર્થક કરી શકીએ.



## પાઠ ૭ મો સંતતિ સ્નેહ.

માતા પિતાને પોતાની ઔલાદ પ્રતિ અસાધારણ પ્રેમનો અખુટ ઝરો કુદરતે બક્ષ્યો છે. આ વાત સર્વ માન્ય અને અનુભવ સિધ્ધ હોઇ તે વિષે વધારે પુરાવાની જરૂર રહેતી નથી. માયા મોહ રહિત, પીર પેગમ્બરો અને દેવાંશી

પુરૂષોએ પણ પોતાનાં સંતાનોને ચાહ્યાં છે એટલુંજ નહિ પણ સંતાનો પર પ્રેમ રાખવા જગતજનોને બોધ આપ્યો છે. સારાંશ કે માવિત્રો પોતાનાં સંતાનો પરની પ્રીતિ અવર્ણનિય છે, એટલુંજ નહિ પણ સંતતિ સ્નેહ એ કુદરતની પ્રેરણાથી માણસ અને અન્ય પ્રાણીઓની સ્વભાવિક ખાસીયત છે. આમ છતાં આ સ્નેહમાં પણ બુદ્ધિને સ્થાન છે. અણસમજુ માબાપો પોતાનાં બાળકોને અયોગ્ય લાડ લડાવી ઉધ્ધત બનાવી દે છે જયારે સમજુ માબાપો પોતાનાં બાળકોને નમ્ર માયાળુ અને અદબવાળાં બનાવી શકે છે.

સમજુ માબાપો, વડીલ કે વાલીઓ પોતાની ઔલાદ ભવિષ્યમાં સુખરૂપ જીંદગી ગુજારી શકે તે અર્થે તેને કેળવણી આપી, હુન્નર ઉદ્યોગ શીખવી કામકાજમાં પાવરધા બનાવે છે. આ બાબત ઘણી અગત્યની છે. પણ એટલાથીજ માવિત્રોની ફરજ પૂરી થતી નથી. એક મહાન ફરજ છે, તે વિસારવી ન જોઇએ. અલ્લાહ પાક કલામે શરીફમાં ફરમાવે છે કે,

"તમારા આત્માને અને તમારી ઔલાદને દોજકની અગ્નિથી બચાવો."

પોતાનાં બાળકોને બચપણથીજ સ્વધર્મની તાલીમ આપી, ધર્મના પાબંદ, પ્રમાણિક અને નીતિમય જીવન

ગુજારનારા બનાવવા કે જેથી તેઓ ધર્મભ્રષ્ટ ન થતાં પોતાના ધર્મ પર અચળ રહી સંસાર સાગરમાં પોતાનું જીવનરૂપી નાવ નિર્વિઘ્ને સામે પાર લઇ જઇ શકે અર્થાત જીંદગી સાર્થક કરી પોતાને અમર ગતિના અધિકારી બનાવે. આમ પોતાની ઓલાદના ભવિષ્યની-પરલોકની ચિંતા રાખી પોતાના વડીલ તરીકેની પુરી ફરજ બજાવે એજ ડહાપણભર્યો સંતતિ સ્નેહ કહેવાય.

આપણને લાયક છે કે, પોતાની ઉધરતી પ્રજાને આટલું જ્ઞાન તો જરૂર આપવું જોઇએ કે, તે કદાચ વિદેશ ગમન કરે અને બીજા ધર્મના આચાર્યો કે અનુયાયીઓના સહવાસમાં રહે તોપણ પોતાના ધર્મથી ચ્યુત ન થતાં ઉલટો સામાના મન પર આપણા પાક ઇસમાઇલી મઝહબની બુલંદીની છાપ પાડે.



## પાઠ ૮ મો સંતતિ સ્નેહ ભાગ ૨ જો.

ઓલાદ પ્રતિની આપણી ફરજોનું ભાન કરાવતાં આપણા મુરશીદ હાજર ઇમામ ફરમાવે છે કેઃ-

"તમે પોતાનાં બચ્ચાંને દુનિયાનો ધંધો શીખવો છો તેજ પ્રમાણે તેઓને દીનનો ધંધો પણ શીખવવો જોઇએ. બચ્ચાંને વાસ્તે સ્કુલો કાઢો તેમાં તમારાં બચ્ચાને દીનનો

ઈલ્મ શીખવો. પહેલા વાજબ તથા લાજમ છે કે, બચ્ચાંને જ્ઞાન શીખવો કેમકે તમારી જબાન જ્ઞાનથી હુળેલી છે. તમે તમારી ભાષામાં ઇલ્મ પડો તો તમોને ફાયદો થાય. ઈમરાની સુરયાની આ ભાષા અથવા પેલી ભાષા ખુદાને વાસ્તે સર્વે એકજ છે.” બહુરે રહેમત પેજ ૫૩.

“બચ્ચાંઓને દીની ઇલ્મ દુવા, જ્ઞાન, ફરમાન, તવારીખ વિગેરેની કેળવણી આપવી, અને તેઓને દીન પર મજબુત કરવા.” બહેરે રહેમત પેજ ૩૬૯.

માબાપને લાજમ છે કે, પોતાનાં બચ્ચાંને જમાતખાનામાં મોકલે જેથી તેઓ પોતાના દીનની હકીકતથી વાકેફગાર થાય.” બહુરે રહેમત પેજ ૧૨.

“તમારાં બચ્ચાને જ્ઞાન મુશાહેદો શીખવો, તમારાં છોકરાંઓને બેઇમાની માણસો પાસે બેસાડશો તો ઇમાનની નુકશાની થશે. તેમને નકામા નવરા બેસાડી રાખશો તો દુનિયાના ખ્યાલ તેમના દિલમાં ઉત્પન્ન થશે તે માટે જ્ઞાન શીખવામાં તેઓને મશગુલ રાખો.”

બહુરે રહેમત પેજ ૭૧.

“આપણા દીન ધર્મની ચોપડીઓ બચ્ચાંના હાથમાં આપો જે બચ્ચાં પડે અને હુશિયાર થાય.”

બહુરે રહેમત પાનું ૧૩૧.

"ઔલાદના રૂબરૂ હંમેશાં સદવર્તન કરતાં રહો કે જેથી તેઓ પણ તમારૂં સદવર્તન જોઇને સુધરે જો તમે ઔલાદના રૂબરૂમાં દુષ્ટ કામ કરશો તો તેઓ પણ તેમજ શીખશે આવા ગુનાહ માબાપ પર છે."

બહારે રહેમત પેજ ૩૭.



## પાઠ ૯ મો બંધન.

એક શાસ્ત્રકાર કહે છે કે, માણુસના બંધન અને મોક્ષનું કારણ તેનું પોતાનું મન છે. મનની અજ્ઞાનતા એ બંધન છે અને જ્ઞાન એ મોક્ષ છે. અજ્ઞાન મન અનુચિત ઇચ્છાઓ ખોટી લાલસાઓ કરી કારમી કલ્પનાઓ કલ્પે છે અને અહંભાવથી આ કામ મેં કર્યું, હું આમ કરીશ વિગેરે સકામ વૃત્તિથી કરેલા કાર્યના પરિણામે શુભા, શુભ ફળ પામતાં દુઃખ મિશ્રિત સુખ અથવા સંપુર્ણ દુઃખનો ભોક્તા થઇ કરોળાયો જેમ પોતાના મોઢામાંથી કાઢેલી લાળથી પોતે બનાવેલી જાળમાં ગુંચવાઇ મરણ પામે છે તેમ અજ્ઞાન માણુસ જગત જંજાળના જાળામાં આપો આપ બંધાઇ જાય છે.

આવા લોકો પોતાના મઝહબી કાનુન પ્રમાણે કદાચ પોતાના ઇષ્ટ દેવની સ્તુતિ પરસ્તી કરવા કે દાનપુન્ય કરવા

દેખાશે ખરા પણ તેમાંએ તેનો મતલબ લોકોમાં સારો કહેવડાવવાનો અથવા દુનિયામાં સુખ મેળવવાનો કે સ્વર્ગ મેળવવાનોજ હોય છે એથી તેની ભક્તિ તે સકામ ભકિત ગણાય જેમ કહ્યું છે કેઃ—

ફળને કાજે ભજે સારંગ પ્રાણ.

(તે) ચોકખા દુકાનદારી જાણ.

આવી ભકિત તે ભકિત નહિ પણ વેપાર કહેવાય. વેપારમાં નફો થાય તો ખુશી ઉપજે અને વધારે વેપાર કરવાનો ઉમંગ થાય. પણ જો નુકશાન થાય તો નારીપાસી ઉપજે અને વેપાર ઘટાડવામાં કે બંધ કરવામાં આવે. આવીજ રીતે જ્યાં સુધી સાનુકુળ સંજોગો હોય ત્યાં સુધી ધર્મિક ક્રિયાઓ થાય પણ જરા તસ્દી કે કસોટીનો પ્રસંગ આવે તો તે ધર્મનું પાલન બંધ પડે છે.

અજ્ઞાનતાથી માણસ હર્ષ શોકમાં ડુબેલો રહી એક પ્રકારની બંદીવાનના જેવી હાલત ભોગવવા છતાં તે બંધનને જાણી શકતો નથી. સતસંગ અને સતશાસ્ત્રના પરિચયથી સંસ્કારી જીવો પડેલાં માયાવી બંધનને પીછાણે છે, પછી સદ્‌ગુરૂના આશ્રયથી બંધન મુક્ત થવા અને મોક્ષ મેળવવા પ્રયાસ કરતાં એ પદ મેળવી જીવન સાફલ્ય કરી શકે છે.



# પાઠ ૧૦ મો મોક્ષ.

ભવબંધનથી મુક્ત થઇ આત્માને તેની અસલ જગ્યા મળવી તેને મોક્ષ કહે છે.

કર્મ, ઉપાસના અને જ્ઞાન એ મોક્ષ ધામની સીડીનાં ત્રણ પગથીયાં છે.

કર્મ–એટલે નિત્ય કરવાની ધાર્મિક ક્રિયાઓ.

ઉપાસના–એટલે ભક્તિ અથવા બંદગી.

જ્ઞાન–એટલે મારેફત અથવા ઓળખાણ—આત્મ જ્ઞાન.

કર્મ ઉપાસનાની આવશ્યકતા અંતઃકરણની શુદ્ધિ અર્થે છે. અને આત્મ જ્ઞાનની આવશ્યકતા મોક્ષ અર્થે છે.

દુનિયામાંના ચાલતા દરેક સંપ્રદાયોમાં ઘણું કરી ઉપલી ત્રણ બાબદો વિષે ઉપર જણાવ્યા પ્રમાણે ખુલાસો મળે છે. પણ તે યથાર્થ રીતે સમજાવનાર બ્રહ્મનિષ્ટ સદગુરૂ અથવા કામલ મુરશીદના અભાવે બરાબર સમજી ગ્રહણ કરનાર દરેક કોમમાં વિરલાજ હોય છે.

કર્મ અને ઉપાસના સુધી લોકો માંડ માંડ પહોંચી શકે પણ આત્મજ્ઞાન માટે પ્રયાસ કરવાની પણ સુજ ન પડે, કદાચ પુસ્તકોના પરિચયથી એ વિષય પરત્વે કોઇ મોટી

મોટી વાતો કરી શકે પણ સદ્‌ગુરૂ વિના આ અગમ્ય ગ્રંથનો પાર પામી શકે નહિ.

આ સંબંધે આપણા બોધગુરૂ ફરમાવે છે કેઃ-

સખી મહાપદ કેરી વાત કોઇક જાણે,
જેને સદ્‌ગુરૂ મલીયા સાર સોહી પીછાણે.

× × ×

સહસ્ત્ર વરસ કીજે ભક્તિ,
મુરશીદ કેરી એકજ રતિ.

× × ×

એક નુકતા મઆરફત કેરા,
મુરશીદ જીસકું બતલાવે;
વાસલ હોવે વોહુ જાત હુકમેં,
અસલ અપનેકું પાવે.

ઇસલામના નુરની રોશની દુનિયાં પર ફેલાવનાર હજરત નબી મહમદ મુસ્તફા સ૦ અને હઝરત મૌલા મુરતઝાઅલીની આલ-ગાદીવારસ હાજર ઇમામ આ જમાનાના સદ્‌ગુરૂ, કામલ મુરશીદ છે. મોક્ષની ઇચ્છાવાળા માણસે એ રહેબરના શરણે જઇ આત્મજ્ઞાનનો ઉપદેશ-ગુરૂમંત્ર લઇ તે પર અમલ કરનાર ભવબંધથી મુક્ત થઇ પોતાના અસલમાં વાસલ થવાને અધિકારી બને છે અર્થાત જીવન મુક્તપદ પામે છે.

સુચના—મજલાપર ચડનાર દાદરનું એક એક પગથીઉં ચડે છે, ઠેકડો મારીને છેલ્લા પગથીયા પર જઇ શકે નહિ. તેવી રીતે કર્મ ઉપાસનાના નિયમો પાળી અંતઃકરણ શુધ્ધ કરી જ્ઞાન ગ્રહણ કરનારજ મોક્ષ માર્ગ મેળવી શકે છે.



## પાઠ ૧૧ મો સુફીઝમ ભાગ ૧ લો.

દરેક મઝહબનું ધાર્મિક સાહિત્ય-ઇલ્મ અથવા શાસ્ત્ર તપાસતાં તેમાં ત્રણ પ્રકારથી ઉપદેશ થયેલો જોવામાં આવશે. ૧ ભયાનક. ૨ રૂચીકર. ૩ યથાર્થ. એટલે ગુનાહનાં કૃત્યો કરનાર માટે મર્ણબાદ નાના પ્રકારના કષ્ટો અને છેવટ દોજકની દુઃખદ સ્થિતિનું ભયાનક વર્ણન. સત્કર્મ કરનારને બહેસ્ત મળશે તેનાં હેરત પમાડનાર સુખોનાં બયાનનું રૂચીકર વર્ણન અને તેની સાથે સાથે આત્મજ્ઞાન—પોતાની ઓળખાણ આત્માનું અસલ વતન તેની અંતિમ ગતિ વિગેરે ઉચ્ચ ફીલોસોફી જ્ઞાન પણ બધેબધ ભરેલું હોય છે. સાંભળવા દિલ ખેંચાય એવાં રસમય બયાનોમાં બહુ સીફતથી યથાર્થ જ્ઞાનની ગુંથણી શાસ્ત્રકારોએ કરેલી હોય છે. સાદી સમજણવાળા ઈલ્મના જે શબ્દો કે વાકયોના મતલબ પહેલા અને બીજા પ્રકારના પ્રાથમીક અર્થમાં સમજે છે તેને સુફી સિધ્ધાંતવાળા યથાર્થ સ્વરૂપમાં સમજી યોગ્ય સાર ગ્રહણ કરે છે. મહાન

હજરત અલી આપણા અવલ ઇમામ સુફીઓના સરદાર હતા. એમણે ફરમાવ્યું છે કેઃ—

ઇલમ મર્તબા દરિયા જયસા, જીસકા વાર ન પાર,
બહોત ઘેરા બેહદ ઉંડા, ઉસમેં ચીજેં અનત અપાર.
જો કેઇ ઇસમે ગોતા ખાવે, ઔર આપ ફના હો જાવે;
સોહી અમુલ્ય સાહી અપના મોતી ઉપર લે આવે.

ઇલમને મહાસાગરની ઉપમા આપવામાં આવી છે જેમ ગતાસ દરિયામાં ડુબી દઇ મોતી મેળવે છે તેમ મહાપથ અસલવતન મેળવવા ઉત્સુક હોય તે ઇલમના સાગરમાં ડુબી દઇ અર્થાત તેનો સાચો મતલબ સમજી તે પર અમલ કરી સાંહી એટલે પરમાત્માની પીછાણુ રૂપી અમુલ્ય મોતી મેળવી શકે છે.

આપણા હાજર ઇમામ આપણને ફીલોસોફી કિતાબો પડવા અને સુફીઝમમાં ધ્યાન દેવ ભલામણુ કરે છે. અને ઇલમ પોપટના જેમ પડી જાય, કંઇ સમજે નહિ તે હેવાનિયત છે એમ ફરમાવે છે. જેમ એક કવિનું કુથન છે કેઃ-

વાંચે પણુ નહિ કરે વિચાર,
તે સમજે નહિ સઘળો સાર.



# પાઠ ૧૨ મો સુફીઝમ ભાગ ૨ જો.

હુક મૌલાના સરકાર આગા સુલતાન મહુમદશાહ દાતાર હાજર ઈમામે ફરમાવ્યું કેઃ-તમે ફીક્રસુફી પડો તો ખુદાવંદ તઆલાની નજીક થઇ શકો, શાહ શમ્સ, પીર સદરદીન, તથા મૌલાના રૂમ ફીક્રસુફી ઘણી પડયા હતા તેમજ કુરઆને શરીફ માયના સાથે પડયા હતા પીર શમ્સ, પીર સદરદીન, મૌલાના રૂમ એઓજ એવા થઈ શકયા એમ નહિ સમજતા. તમે પણ મહેનત કરી પડો તો એવા થઈ શકશો. તમારામાંથી કોઇ બરાબર પડે તો એવો થઇ શકે કેટલાક જણ એવો વિચાર કરે છે કે, માલ એકઠો કરીએ અને હયવાન જેવા થઇએ આમાં શું ફાયદો? કોઇ ઇન્સાન વિચાર કરે કે, બહેસ્ત ઘણું મ્હોટું તથા સારૂં મકાન છે. તેમાં સ્ત્રીઓ ઘણી છે. હુરાંઓ છે, જેમ દુનિયામાં સ્ત્રીઓ સાથે ઇશ્ક કરીએ છીએ તેમ ત્યાં પણ કરશું, ખુબ ખાશું અને ખુબ સુઇશું. આવા વિચાર કરવા એ બહેસ્ત નથી. એતો તબેલા માફક થયું. સમજદાર ઇન્સાનને મોટી ઉમેદ રાખવી જોઇએ. તે એ છે કેઃ-"રૂહ જે ઠેકાણેથી આવ્યો છે તે અસલ મકાને પહોંચે, તેનો ખ્યાલ કરે, અને એવી હિંમત રાખે કે અસલ મકાને પહોંચે. જેમ મ્હોટી નદીનું પાણી દરિયામાં પહોંચે છે, તેમ ઇન્સાનનો રૂહ પણ મ્હોટા દરિયામાં

જઇ પહોંચે છે. રૂહનો પણ દરિયો છે તે એવી ઉમેદ રાખે કે અસલ મકાને પહોંચવું. ઘણા પૈસા મ્હોટાં ઘર તથા ઘણી સ્ત્રીઓની ઉમેદ ન રાખે." તમે સાંભળ્યું હશે કે બુઢ્ઢા ઘોડાઓના માટે બંદોબસ્ત કરવામાં આવે છે. જેમકે પાંજરાપોળમાં રાખવામાં આવે છે. ત્યાં સારૂં સરૂં ખાવાનું તથા સારે ઠેકાણે સુવાનું હોય છે. આવી રીતે બહેસ્તમાં પણ સારૂં ખાવાનું તથા સારે ઠેકાણે સુવાનું એ બહેસ્ત નથી પણ તબેલો છે. ઘોડા પાંજરાપોળમાં ખાય છે અને સુવે છે ત્યાં તેઓના માટે ઘોડીઓ પણ છે. મોમનને એવી ઉમેદ ન રાખવી જોઇએ. જે મોમન છે તે એવી ઉમેદ રાખે કે, અસલ મકાને પહોંચે. તમે વિચાર કરો કે, તમારો હક્ક શું છે? તમે નરશા કામ કરો છો ત્યારે તમને મના કરે છે, અને તમે સારાં કામ કરો છો ત્યારે તમને કહે છે કે, આ કામ સારૂં છે. તમે કરો. ખ્યાલ કરવો જોઇએ કે, રૂહ ક્યાંથી આવે છે પાછો ક્યાં જશે? જેઓ ફીલસુફીની કીતાબો પડ્યા છે. તેઓ સર્વે જાણે છે, એવું ઇલ્મ તમારા ઉપર લાઝમ છે હું તમારા માટે ફીલસુફી રાખીશ તે તમો પડજો તથા સમજજો, તેમાં મ્હોટી હીંમત છે.

બહરે રહેમત પેજ.



## પાઠ ૧૩ મો સુફીઝમ ભાગ ૩ જો.

આ વિષય પરત્વે મહાન પુરૂષોનાં થોડા બોધ વચનો નીચે લખ્યાં છે, તમે તે વાંચશો, શીખશો, દિલમાં ઉતારશો તેનો મતલબ સમજી મનન કરશો તો જ્ઞાન પ્રકાશ પામશો.

શ્વસો શ્વાસ સમૃણુ કરલે ઓર હિસોં હુવા સબ છોડ,
હક્ક બિના સબ હિસોં હવાહુયે તું હક્કસે મ્હોબત જોડ.
જો જો સુખ દુનિયા વ ઉકબાકે સબસેં દિલકો વાર,
જો પાવેગા વસ્લ હકકા તો યે સબ રહેગા તાબેદાર.

મહાન હજરત અલી અ૦

× × × ×

તાલિબે દુનિયાં મુખન્નસ,
તાલિબે દુનિયાં મુઅન્નસ,
તાલિબે મૌલા મુજકર.

× × × ×

### હદીસ.

કબ હક્ક પરસ્ત હુવે જાહિદ જીન્નત પરસ્ત હુવે,
હુરોં પે મર રહે હે શહુવત પરસ્ત હુવે.

કલામે શાયર.

× × × ×

સ્વર્ગાં દેવે લાખ એક હુરૂં લાખ પચાસ.
અધિક જાસ્હાવો બાવલે માગો પીયાકું પાસ.

પીર નર મહમદ શાહ.

× × × ×

તલબ કમાલ ઈલ્લાહી આવે તો કડવા મીઠા સમ હો જાવે.
એક ઇલાહી સબમેં દેખે ભલા બુરા કછુ ન પેખે,
ભલા બુરા ચિત્ત ન આવે સ્તુતિ નિંદા એક હી પાવે.

પીર સદરદીન.

× × × ×

શુરા પુરા પંથકા તજે ન અપની બાન,
અહમદ વે નર મર્દ હુયે જો ચડ મારે મેદાન.

પીર અહમદશાહ.

## પાઠ ૧૪ મો. ઇલ્મની ભાષા.

ખુદા પાક કુરઆને શરીફમાં ફરમાવે છે કે:-"ખરેખર અમોએ કુરઆન અરબી ભાષામાં મોકલ્યું છે, તેનું કારણ એ છે કે, તમે સમજો." આ ઉપરથી સમજી શકાય છે કે, માણસ જાતમાં બોધ માટે તેઓ સમજી શકે તે ભાષામાંજ ઉપદેશની કિતાબ અલ્લાહ તરફથી મળે છે. ઇસલામની શરૂઆત અરબસ્તાનમાં થઇ જે લોકોને બોધના આપવી હતી તેઓ અરબ હતા અને તેની ભાષા અરબી હતી માટે તેઓ સહેલાઇથી સમજી શકે તે અર્થે કુરઆને શરીફ અરબી ભાષામાં ઉતર્યું, અને બંદગીનાં સાધન પણ અરબીમાં આપ્યાં જેથી તેઓ સમજી શકે કે અમે શું બંદગી કરીએ છીએ.

અહીંના લોકોને અરબી ભાષાના ઇલ્મ અને અરબી ભાષામાં થતી બંદગીમાં સમજ પડતી નથી. કેટલાક માણસો માત્ર અક્ષર જ્ઞાન શીખી વાંચી જાય છે. પણ તે પોપટીઉં જ્ઞાન કહેવાય ભાષાનો અભ્યાસ કીધા વગર વાંચી જવાથી તેનો કંઈ સાર સમજાતો નથી. અરબી ભાષાનો ઘણાં વર્ષો સુધી અભ્યાસ કરે ત્યારે કુરઆને શરીફનો થોડો મતલબ જાતે સમજી શકે એવા પડેલા આપણા દેશમાં સોએ એક પણ નહિ મલી શકે કારણકે વેપારી વર્ગ, ધંધાદારી તથા ખેડુત વિગેરે જેઓ પોતાના કમાઇના સાધન માટે પોતાનું દેશી શિક્ષણ પણ સારી રીતે મેળવી શકતા નથી તેઓ અરબી ભાષાનો અભ્યાસ કયાંથી કરી શકે.

અંગ્રેજી ભાષા એ રાજકર્તાની ભાષા છે કેટલાક લોકો પોતાના ધંધાની સગવડ સારૂ. મહેનત લઇ તે ભાષા શીખે છે. તે ઉપરાન્ત વળી ધર્મના વાસ્તે અરબી ભાષા શીખવા જાય એવાતો આ દેશમાં ગણ્યા માણસ નીકળી શકે. આ વર્ગ જે કેળવણીમાં પછાત છે તે અરબી ભાષાના શિક્ષણનો લાભ ક્યાંથી મેળવી શકે વળી અહીં દરેક ઠેકાણે અરબી ભાષા શીખવાના સાધનો પણ કયાં છે? આવી રીતે એ સાહિત્યમાંથી જ્ઞાન મેળવવું ઘણું કઠણ છે. આપણા માન-વંતા પીર સદરદીન સાહેબે આ બધી મુશ્કેલીઓ ધ્યાનમાં

લઈ હિંદુસ્તાનમાં વસતા ઇસમાઇલી મુરીદોના બોધ માટે અરબી, ફારસી, સંસ્કૃત વગેરે ભાષામાં લખાએલાં ધર્મ પુસ્તકોના સારતત્વ કાઢી તેના હિંદી ભાષામાં તરજુમા કર્યા માણસને વાંચન કરતાં કવિતા ઉપર કુદરતી વલણ અને મીઠાસ વધારે રહે છે તેથી એવા સારને કવિતા રૂપમાં ગોઠવી ઇસમાઇલી મુરીદોને સોંપી ગયા છે તે જ્ઞાનો છે અને બંદગી પણ સ્વભાષામાં રચી આપી છે, જેના ભાવાર્થ સહેલાઇથી સમજી શકાય છે અને આપણા માટે તે તદ્દન અનુકુળ છે.



## પાઠ ૧૫ મહાપદનો બોધ.

સખી મહા પદ કેરી વાત કોઇક જાણે રે,
જેને સતગુર મલિયા સાર સોહી પીછાણે રે. ૧

સખી નાભ કમળ ઘટમાંહિ સોહં ઉઠે રે,
ત્યાં જાંપ જપે છે હંસ તાર ન ત્રૂટે રે. ૨

સખી ઇંગલા પિંગલા સાર સુષમના નાડીરે,
તાસું ધરીયે સુરત ધ્યાન મનછા મારીરે. ૩

સખી ત્રવેણી ઘટમાંહિ અખંડ જ્યોતિરે,
ત્યાં જગમગ જગમગ થાય વરસે મોતીરે. ૪

સખી વંક નાડ મુકામ સાચું કહીએરે,
ત્યાં ચંદ્ર સુરજ મલીએક પરચો લહીએરે. ૫

સખી એટલાં સર્વે નિશાન મેલ્યાં નીચાંરે,
ભાઇ તેથી ઉંચેરા દેશ ચડવાં ઉચાંરે, ૬

સખી પાંચ કોષપર ગામ નિશાન ધારીરે,
ત્યાં ધરિએ સુરત ધ્યાન શ્વાસો મારીરે. ૭

સખી પીંઢ તણી ખબર સઘળી વિસરીરે,
જ્યારે સુરતી ચડી બ્રહ્મંડ પુટી નીસરીરે. ૮

સખી સઘળા રોમે રોમે લાગ્યા જપવારે,
ત્યારે સઘળા ઘટના ચોર લાગ્યા છપવારે. ૯

સખી અર્શ કુરશના કોટ જોયા નિરખીરે,
એવા સપ્તદીપ નવખંડ જોયા પરખીરે. ૧૦

સખી કહેવા સરીખો નથી મારો સ્વામીરે,
એતો જોવા સરીખો છે અલખ અનામીરે. ૧૧

સખી અલખ અનાંમી સાહેબ લાગે મીઠારે,
ભણે પીર સદરદીન સાર અમે નજરે દીઠારે. ૧૨

# પાઠ ૧૬ મહાપદનો બોધ ભાગ ૨ જો.

કુરબાની કીજે જીવજ અપના,
ફોકટ જાવે સબ જીભું જપના,
દેહાં જીવ કુરબાની માગે,
જીભું જપતાં હાથ ન લાગે.
જીવડાં લાઇએ અવરા સાથે,
યું કયું આવે સુરીજન હાથે.
જીતના શબ્દ જુગમાંહે કહીયેં,
ઉંસ માંહે પીયુંજી પ્રગટ લહીયેં.
જો ન લગાઇએ જીકરૂ જીવડા.
તો કયું પાઇએ .પીઉજી દીવડા.

રતુંહિ.

જીવ ન લાઇયેં આપણા,
અને જીભું જપીયેં નિતરે;
કબી લાગે જાયકે,
સાંહીયાં સાથે ચિત્તરે.



# પાઠ ૧૭ મહાપદનો બોધ ભાગ ૩ જો.

પશુ પંખી સબ પીઉ પીઉ કહે વે,
સુરીજન કાજે સો જીવ ન દેવે.
જીવ જંત જેતે જુગ માંહે,
પીઉ પીઉ કરે સબ ઠાંહો ઠાહે.
રબાબ માંહેબી તુંહિ તુંહિ કહેવે,
સુરીજન શુધેયાસો તીલ ન હેવે.
માણુસ મુખમાં બી યેહ જો વાણી,
પીઉ પીઉ કરે પણ બાત ન જમણી.
જો કોઇ નેહ માંહે લગાવે,
સોજા અપના સુરીજન પાવે.

રેતુંહિ.

બાતાં મુખસું કીજીયે
માંહે ન લાઇએ જીવરે,
એમ વરસ સો ઢુંઢીયે
કબી ન પાવે પીવરે.



# પાઠ ૧૮ મહાપદનો બોધ ભાગ ૪ થો.

હરદમ ધરિયે ધ્યાન અજંપેયાતણું (ટેક)

ધ્યાન ધરીને મન વશ રાખોજી,
સતગુર તણી લઇએ સાન અજંપેયાતણું. હરદમ....૧

સાન ગુરૂની લઇ ઘટમાં હે રાખોજી,
નેચળ થઇ ધરીયેં ધ્યાન અજંપેયાતણું. હરદમ....૨

ગુપ્ત ઘટમાંહિ સ્મરણ કરીયેંજી,
કોઇ ન સુણે કાનોકાન અજંપેયાતણું. હરદમ....૩

ઈંગલા પીંગલા સુખમના નાડીજી,
ત્રવેણી કે તીરપર મકાન અજંપેયાતણું હરદમ....૪

એજી ભમરગુફા ઉપર પ્રગટ બેઠાજી,
ત્યાં જઇ ખોડે નિશાન અજંપેયાતણું હરદમ....૫

એજી નિશાન ખોડો તો દીદાર લોડોજી,
મીટ જાવે ચોરાસીનાં ચેન અજંપેયાતણું હરદમ....૬

જન્મ મરણકા સર્વે ભય ભાંગેજી,
બેઠા પીવે અમૃતપાન અજંપેયાતણું હરદમ....૭

અમૃત પીવેસો જુગાજુગજીવેજી,
વૈકુંઠ પાવે વિમાન અજંપેયાતણું. હરદમ....૮

સામી હું છું દાસી મને દર્શનની આશાજી,
સામી મારી વિનંતી ધરજો ધ્યાન અજંપેયાતણું. હ....૯
કરજોડી ઇમામ બેગમ વિનવેજી,
ગુરપ્રસાદે બોલું જ્ઞાન અંજપેયાતણું. હરદમ....૧૦



## પાઠ ૧૯ મહાપદનો બોધ ભાગ ૫ મો.

હરદમ કરો અભ્યાસ કરીને દેખો, (ટેક)
દમોદમ મારા સ્વામીને સરેવોજી,
સ્વામી મારો છે તમારે પાસ કરીને દેખો, હરદમ....૧
પાસ છે સ્વામી નહિ હુયે ખામીજી,
તમે પુરો રાખજો વિશ્વાસ કરીને દેખો, હરદમ....૨
તમારો સ્વામી તમમાંહે એમ બેઠોજી,
જ્યું ફુલ માંહે વાસ કરીને દેખો, હરદમ....૩
રોમે રોમે મારો સ્વામી રાજો બેઠોજી,
ચૈતન્ય પુરૂષ અવિનાશ કરીને દેખો, હરદમ....૪
જેણે જીવે આપણું આપ નહિ ચેત્યાજી,
તે જુગમાં થઇ ગયા નિરાશ કરીને દેખો, હરદમ....૫
બ્રહ્મજ્ઞાન માંહે હરદમ રહેજોજી,
કરજો આપણો અભ્યાસ કરીને દેખો, હરદમ....૬

અજંપેયા જાપ જીસ ઘટ ભીતરજી,
સોહી ઘટ હોશે ઉજાસ કરીને દેખો, હરદમ....૭
ઘટ ઉજાશો પાપથી નાસોજી,
સ્વામીને ઝંપો શ્વાસોશ્વાસ કરીને દેખો, હરદમ....૮
કહેત ઈમામ એગમ જે નર કરશેજી,
તે પામશે વૈકુંઠવાસ કરીને દેખો, હરદમ....૯



## પાઠ ૨૦ મહાપદનો બોધ ભાગ ૬ ઠ્ઠો.

જીરેભાઈરે આત્મારામ તમે અવીગત સરેવો,
તો સર્વે ભુતાંથી નરવાસીજી.
સેજ સમાવ પરમારથ જાણો,
તો કાંએ ફરો વનવાસીજી....આત્મારામ. ૧
જીરેભાઈરે જપ તપ તિરથ વ્રત ઉપવાસી,
વસ્તુ મુલ ન જાણે સો અંધાજી,
મોહ મત્સર અંહકાર ન મેલે,
સો પ્રથમ પાખંડ ધંધાજી....આત્મારામ ૨
જીરેભાઈરે પંઢ પખારેને ચોદશ નિહાળે,
અને મિથ્યા વાત ન મુકેજી,

વિવેક તણી વાત ગુર મુખે જાણો,
તો એકે વસ્તુ ન ચુકોજી....આત્મારામ. ૩

જીરેભાઇરે જુક્તિ ન જાણે ને જોગ વખાણે,
તે તો બેઠા લોચન તાણેજી;
જ્ઞાન ધ્યાનકી ગત ભેદ ન જાણે,
તો સુરસું સીંગીં તાણેજી.....આત્મારામ. ૪

જીરેભાઇરે આપ ન શોધે ને અવરાં શરજુંઝે,
શુદ્ધ તત્ત્વ જ્ઞાને ન જાગેજી;
રદેહ ન આછાં ને આપ વખાણે,
તો મન્છા કરમજ લાગેજી....આત્મારામ. ૫

જીરેભાઇરે ભણે પીર સદરદીન નિર્મલ થઇને સેવો,
તો જ્યોત બિમ્બ તમ પાસેજી;
સુરત નીરત કરી ધ્યાન લગાવો,
તો તેજ નુરમાંહે ભાસેજી....આત્મારામ. ૬



# ઇસમાઇલી શિક્ષણમાળા ભાગ ૬ ઠો.

——:o:——

## દિબાચો.

વિક્રમ સંવત ઓગણી પંચાવન, અઢાર નવાણું ઇસુનો સન.
કરમ બક્ષિશ મૌલાએ કીધી, આફ્રિકાની મુલાકાત લીધી.
પહેલી વાર પધાર્યા ઇમામ, થયા ખુશી મુરીદો તમામ.
કીધાં ફરમાન ઉત્તમ બોધ, વહેવડાવ્યો જ્ઞાનનો ધોધ.
બહુરે રહેમત બુક લખાણી, દીનદારો માંહિ વખાણી.
અમર ઇમામ તણા અનુસાર, શાળાઓમાં કરવા પ્રચાર.
કર્યો કાવ્ય રૂપે અનુવાદ, લીધો મતલબ પુરો આબાદ.
અમુલ્ય મોતી છે ફરમાન, ઇસમાઇલીઓનું કુરઆન.
પ્રેમે પડી ચિત્તમાં સંગ્રહશે, દીન દુનિયાંનાં કારજ સરશે.
સેવક મામદ અમરસી ખાક, મૌલા નુરન અલાનુર પાક.



## પાઠ ૧ સુબોધ

કરો ઉદ્યમ સરવે ભાઇ, હલાલ ધંધે કરવી કમાઇ.
દગા ફટકાનો ધંધો હરામ, કદિ ન કરો એવાં કામ.

માલ પરનો જાણો ધુડ, કદિ વચન વદો નહિ કુડ.
બદ નજરથી ડરજો અતિ, દિલમાં કીનો ન રાખો રતિ.
દીન ભાઇ તે સગા ભાઇ, તે પર કીનો કેમ રખાઇ.



## પાઠ ૨ સંપ મહિમા.

તમો સહુ મારી જમાત, હળી મળી ચાલો ભ્રાત.
એક બીજાનાં કાર્યો હોયે, ગણો સકળ પોતાનાં સોયે.
કરો એક સંપીથી કામો, જેથી લાભ ઘણેરા પામો.
ચાલો સંપી સર્વે જમાત, તો સેંતાનની શી વિસાત.
તમને લોપી ન શકે તેહ, જો હોય પરસ્પર સ્નેહ.
સત્ય પંથ તમારો જાણો, જેનો પાયો લોખંડી પ્રમાણો.
પાયો સંગીન છે મઝહબનો, કશો ભય નહિ ઘને કીડનો.
બીજા ધર્મના કાચા પાયા, જે છે લાકડા થકી રચાયા.
કીડ લાગ્યાથી પડી ભાંગે, જ્ઞાન ચક્ષુથી જનતા જાગે.
સત્ય દીન મહોબતથી રચાયો, જેથી થયો લોખંડી પાયો.
બુદ્ધિ બળથી દીન સમજાયે, જેમ સમજે તેમ આનંદ થાયે.
સાહિત્ય દીનનું પીરનાં જ્ઞાન, હાજર જોમાનાં મુખ ફરમાન.
કલામલ્લાહ હકકનં. બોલ, પણ અરબ પ્રજા કરે તોલ.
થયાં વરસ તેરસો ત્હેને, સાતસો વર્ષ થયાં છે જ્ઞાનને.

પીરનાં જ્ઞાનને સત્ય પ્રમાણો, તમો માટે એ ન્યામત જાણો.
ચાલો સાચા દીનપર સાચા, એ છે ઇમામ ઝમાનની વાચા.
જઇ મજલીસમાં થાઓ પ્રવિણ, ઘણી હિંમતથી સાંભાળો દીન.
પંજેભાઇયોનો મર્મ પીછાણો, જેવો હાથનો પંજો જાણો.
આખા પંજાથી કાર્ય કરાશે, તે એક આંગળીથી ન થાશે.
સાથે હળી મળી કરો પ્રયાસ, તો ફતેહની પુરી આશ.
ઐકયતાનું કુવ્વત ભારી, એ દિલથી હાલ હવાલી.
હતા સો મુસાફર સાથે, જણ પાંચ મલ્યા તેને વાટે.
થયા ગાલબ સો પર પાંચ, ઘણી પહોંચાડી તેને આંચ.
સુણી લોક અચંબે થાય, તેનો ભેદ સમજવા જાય.
હતાં સો જણનાં દિલ ભિન્ન, સ્વસ્વાર્થમાં સૌ લીન.
એક દિલથી પાંચ ફાવ્યા, જેણે સો જણને હંફાવ્યા.
મૌલા ફરમાવે સુંદર દ્રષ્ટાંત, સજ્જન સમજો તેનું સિદ્ધાંત.
પંજે ભાઇઓ તે સગા ભાઇ, એવી આપસમાં રાખો સગાઇ.
હમ દદીથી કરવાં કામ, જેથી રાજી રહે ઇમામ.
હાજર ઇમામની અમ્રતવાણી, ઇમાનદારીની એ નિશાની.



## પાઠ ૩ ઇમાનની સંભાળ.

દૌલત સંભાળે લોકો તમામ, તેમ મોમન સંભાળે ઇમાન.
ઘોડેસ્વાર જો છોડે લગામ, નિશ્ચે ગબડી પડે બેફામ

ઇમાન વિષે પણ તેજ પ્રમાણ, સતત રાખો તેનું ધ્યાન.
ઘોડે ચડીને પકડે લગામ, સામે મળેકો કરે કલામ.
વાતો મહીં થાય ગુલતાન, લગામપરનું ચુકે ધ્યાન.
દિલનો ખ્યાલ એ પાસે જાય, તે સ્વાર ભોયે પટકાય.
એ તકસીર પોતાની સહી, પેલા જનની ઘોડાની નહિ.
ઘોડા રૂપી નફસ શયતાન, તે પર સ્વાર મોમન સુજાન.
ઇમાન આપણું લગામ ધારી, તેની ઘણી કરો ખબરદારી.
દસ વીસ કે વર્ષજ ત્રીસ, કોઇ સંભાળે ઇમાન ખાલીસ.
પછી ઇમાનમાં સુસ્તી આવે, ગફલતવાટે લગામ ગુમાવે.
લગામ છોડતાં ગબડી જાયે, ઇમાન છોડે એ ઇમાની થાયે.
એ તકસીર પોતાની જાણો, બીજા કોની નહિ પ્રમાણો.
ઇમાન સંભાળવું પોતાને હાથ, અહો સાર ઉપરને દ્રષ્ટાંત.
વેપાર કરતાં કરો છો વિચાર, આ વેપારમાં ખોટ કે સાર.
પાંચ મિનીટ વિચારો એમ, ઈમાન સલામત છે કે કેમ.
કરો આવો વિચાર અમોલ, માલુમ પડશે તેનો તોલ.
ઘોડે સ્વાર છોડે જો લગામ, નિચે ગબડી પડશે નિદાન.
પણ લગામ ધ્યાનથી સોંચે, તો પોતાના મકસદે પહોંચે.
મેં ફરમાવ્યું દ્રષ્ટાંત સાર, જ્ઞાન મહિં તે વિગતવાર.
દીન પર ચાલ્યા વડીલો જેમ, તમો પણ ચાલો તેમ.
સતપંથ દીનની એવી મિસાલ, કિલ્લે બંધી શહેર વિશાળ.

તમે હકીકતી મોમન સારા, સત્ય દીનપર ચાલવા વાળા.
ધ્યાન રાખી દીન સંભાળો, દીન ઇમાન અમુલ્ય જાણો.
જો ચૌટામાં રાખો ઇમાન, ચોર ચોરી જાય નિદાન.
સારા એક રંગે ચાલનારા, બેરંગીથી બે દિન સારા.
તમે બન્ને બાજુ નહિ ચાલો, પીરનાં જ્ઞાન કહે તેમ ચાલો.



## પાઠ ૪ નીતિ વચનો.

ચાલો સચ્ચાઇથી સૌ જન, પર સ્ત્રી પર ધનસુ નહિ મન.
હલાલ માલ દશોંદ દઇ ચાખો, ઓરત દાખલ ગોલી ન રાખો.
નિત્ય બંદગી કરો જઇ ખાને, પડો દુવા શુધ્ધ ઇમાને.
દુવા નિમાજ જાણો એક, નહિ તફાવત તેમાં છેક.
નિમાજ અરબી ભાષામાં આવી, પીર સદરદીને દુવા બતાવી.
ભલે પડો નિમાજ કે દુવા, નીતિ નિયમ પાળવા જુવા.
તે કાનુનો પર ચિત્ત ધરવું, પછી કાર્ય બંદગીનું કરવું.
મુખે અસત્યવાણી ન ભાખો, પરના માલની તમા ન રાખો.
મહેનત કરી હલાલ કમાવો, માલ વાજબત દઇને ખાવો.
ઓરત દાખલ ગોલી ન ધરવી, બૈરી એકથી વધુ ન કરવી.
તેથી શહેવતમાં મન રોકાયે, ધર્મ દીલથી ઉતરી જાયે.
ઇસ્ના અશરી અને તમારી, વચ્ચે રહ્યો તફાવત ભારી.

એ મુસા કાઝમથી બંધાયા, તમે ઇસમાઇલથી માનતા આવ્યા
નથી સંબંધ તેનો તમારો, સૌ સૌને પંથે સિધારો.
હિંદુ મુસ્લીમ ગોલો નસારો, બીજી કોમ પ્રમાણે ધારો.
અન્ય કોમો સ્વધર્મ ધારે, માટે એથી નજીક વધારે.
કરો ખ્યાલ તફાવતનો ભાઇ, દુર રહ્યામાં દીનની ભલાઈ.
પીર સદર દીને બક્ષાં જ્ઞાન, સાર તત્વ કુરાનનું જાણ.
નિમાજ રોજાદિ જાહેરી ધર્મ, પણ બાતુનનો સમજો મર્મ.
બાતુન એજે નીતિપાળો, તો ફળ બંદગી તણું ભાળો.
જુઠ બદ નજરી પારકી મત્તા, તેપર કદિ ન રાખો મમતા.
દશોંદ દઈ હલાલ રોજી ખાજો, એક પત્નિ વ્રત આચરજો,
નીંદા બદગોઇ દુર્ગુણ પરહરવા, ગોલી સાથે નિકાહ ન કરવા.
આ છે બાતુની બાબદો ખાસ, તેના પાબંદ આબીદ ખાસ.
અરબી શીખે તે આણે છે ગર્વ, જાણે હું શીખ્યો છું સર્વ
જબાન તાળવાથી લગાડે, ગળામાંથી અવાજ કહાડે.
શું જાણે પ્રભુ એજ ભાષા, એવી ખોટ ન રાખો આશા.
જેણે સરજ્યાં જમીં આસમાન, તે સમજે છે સર્વે જબાન.



## પાઠ ૫ શયતાનથી બચો.

આ જમાનામાં સેતાનનું જોર, તેના સખ્ત ગફલાનો દોર.
શયતાનથી ઘણું સંભાળો, દિલમાંહિ જગ્યા નહિ આલો.

તમો જાણો જે છે ઇનસાન, પણ કર્ત્તવ્ય હોય શયતાન.
એવા સેતાન લઇ નથી ડરજો, દિલમાંહિ કિલ્લેબંધી કરજો.
સમાજ મધ્યે સંપ વધારો, નિત્ય જમાતખાને પધારો.
જમાતખાનું છોડતા નહિ, હુક્ક મૌલાના ફરમાવે સહી.
મુખી કામડીયા જ્ઞાનનો મર્મ, કહી સુણાવે જમાતને ધર્મ.
કરી ઉપદેશ સત્ય સમજાવે, ધ્યાન રાખી ફરજ બજાવે.



## પાઠ ૬ આબેસફા.

આબેસફામાં માટીને પાણી, ભેદ સમજ્યા વિણ જાય તાણી.
તેથી દિલ પવિત્ર ન થાયે, અહીં ઇમાનની જરૂર જણાયે.
ઇત્તેકાદ સચ્ચાઇથી પીયે, તે લાભ ઘણેરા લીયે.
મારા સ્વરૂપને જાણતા નથી, આબેસફાથી લાભ ન રતિ



## પાઠ ૭ નિંદા નિષેધ.

તમે મજલીસો કરો છો જીયાં, નિંદા હુસદ ન થાયે તીયાં.
તેની ઘણી ચોકાસી કરજો, હલીમલીને પગલાં ભરજો,
એક માતાથી જન્મેલા ભાઇ, એમ હલીમલી કરજો કમાઈ.
બૈતુલ ખ્યાલની છુપી બંદગી, કરો એકાંતે નિર્મળ જીંદગી.



## પાઠ ૮ સુખા–માનતા.

કોઇબી પીરની માનતા હોયે, જમાતખાને ઉતારો સોયે.
જમાતખાનું ખુદાનું ધામ, ત્યાં પાટની ભરવી સલામ.
મેં જમાતને અમર આપ્યો, સુખા ઉતારવા કાનુન સ્થાપ્યો.



## પાઠ ૯ તવારીખી જ્ઞાન.

છે ફરજંદની ફરજ એહ, પિતાનો દીન જાણી લેહ.
અસલ દીન અમારો સારો, ઇસ્નાશરીનો ફિરકો ન્યારો.
એ અમમાંથી ફરી ગયા, અમે અસલ દીનપર રહયા.
આ વાત પહેલી સમજાયે, કોના ફરેબમાં તે ન ફસાયે.
માબાપને લાજમ એહ, દીન બચ્ચાંને શીખવે તેહ.
મુકે ખાને સાંજ સવાર, જેથી દીનથી બને હુશિયાર.
ઇસ્નાશરીથી વહોરા નજીક, એ પણ છે ઇસમાઇલી ઠીક.
મુસા કાઝમ વગસગ લગાવી, ઇસમાઇલીની ગાદી પચાવી.
કહિ સઘળા ખોજા ફરશે, દીન ઇસમાઇલી કાયમ રહેશે.
જોઇએ ભકતો એવા સુજાન, જાણે જ્ઞાન અને કુરઆન
કથન પીરોના જ્ઞાનનું જેહ, હર વાકય કુરાનથી છેહ.
દસ બાર વર્ષનાં બાળક હોય, તેને તાલીમ આપવી સોય.

બચ્ચું રહે એ દીનના સંગે, રંગાય ઇસ્નાશરીના રંગે.
સત્ય દીનથી તે ફરી જાય, તેને કીનો દીન પર થાય.
આજથી દશ બાર વર્ષ પહેલાં, તૈયાર થાત જો ભક્તો શિખેલા.
તે જો મારા પાસે આવત, તેને જ્ઞાન કુરઆન સમજાવત.
આથી લાભ ઘણેરો પમાત, ઇસમાઇલીમાં ઉમેરો થાત.
પરધર્મીને કરવા બોધ, તેના ધર્મની કરવી શોધ.
તેના ઉસુલથી ઉસુલ મિલાવી, દીન આપણો દીયે બતાવી.
તો તુર્ત તે દીનમાં આવે, ઇસાઅતની એ રીત કહાવે.
પીર સદરદીને દીન દેખાડયો, પ્રથમ હિંદુ ધર્મ વખાણ્યો.
પછી સતપંથ ધર્મ બતાવ્યો, એમ કરીને દીન ફેલાવ્યો.
મુસલમાન સરિયતી હોયે, તે જ્ઞાને ન રીઝે કોયે.
આપણા દીન પર નથી ઇમાન, કરે જ્ઞાન તણું અપમાન.
જોઇએ એવા ભક્તો સુજાન, અર્થ સહ જાણે કુરઆન.
આપણા મઝહબની ઉંડી ખુબી, રહી કુરાન શરીફમાં ડુબી.
જે પોપટના માફક પડે, તેને ભેદ કશો નહિ જડે.
એ.બી.સી.ડી. ના અક્ષર જાણે, પણ ભાષા પર કાબુ ન આણે.
અંગ્રેજ ગૃહસ્થની પાસે જાયે, તેનું કારજ સિધ્ધ ન થાયે.
ભાષા શિખ્યા વિણુ પડે કુરાન, જેમ બુમો પાડે હયવાન.
એ પડવું નકામું કહીએ, સમજ્યા વિણુ સાર ન લઇએ.
હિંદુ અથવા બીજા કોયે, આપણા દીનમાં લેવા હોયે

તેના ધર્મથી વાકેફ થઇએ, તેના શાસ્ત્રોના પુરાવા દઇએ.
એવી રીતે લાવે વિશ્વાસ, હર્ષે આવે આપણી પાસ.
ધર્મ પ્રેમી જણા દસ હોયે, જેને જગ જંજાળ ન કોયે.
તેને આપણો દીન સમજાવું, અશાઅતનું કામ શીખાવું.
તેની વાએઝ સફાઇદાર હોયે, થાય અસર સૌને સોયે.
દસ બાર વર્ષ આમ કરાયે, દીનમાં ઘણો વધારો થાયે.
જ્ઞાન ઇલમનો થાયે બોધ, જુની તવારીખો તણી શોધ.
પીર સદરદીન રહેતા કયાંયે, તવારીખ પડેથી જણાઇ.
તમો હિંદુ હતા સહુ જન, પીર સદરદીન કીધા મુસ્લિમ.
જ્ઞાનની કડીઓ કુરાનથી લીધી, પાક ઇસલામની રોશની દીધી.
અરબો પાળે આપણો દીન, કુરાન શરીફથી થાય પ્રવિણ.
પુરા હકીકતી ઇસમાઇલી કહાવે, ઇત્તેકાદમાં આગળ આવે.
પીર સદરદીન ને બીજા બાર, એ સહુનો એજ વ્યહવાર.
સતપંથ દીન તેણે ફેલાવ્યો, હિકમતથી સહુને ભાવ્યો.
તમો પણ કરો એવા ઉપાયે, સૌના ઇમાન સંગીન થાયે.
ઘણા લોક છે તમ માંહિ, અવિશ્વાસે સ્થિર તે નાહિ.
કલામલ્લાથી સાબિતી આપી, તેના શકને નાખો કાપી.
છીલટાં ખાવાથી શું વળે, મગજ ખાધે લિજ્જત પડે.
કાંગવો કાંકણ છાંટા કરતા, પણ મકશદ દિલ નહિ ધરતા.
દિલ સાફ આવો અમ પાસ, તો મતલબ બતાવું ખાસ.

તમને મળી બુદ્ધિ શકિત, સત્ય વિચારો સર્વે વ્યકિત.
તો તુર્ત દીન રોશન થાયે, અક્કલ વડે લાભ પમાયે.
વણ બુધ્ધિએ લાભ ન થાયે, સત્ય કદિ નહિ જણાયે.
ઇસ્નાઅશરી દીનનો પાયો, છે અક્કલ રહિત રચાયો.
દસ વીસ ત્રીસ વર્ષે ઘસાશે, સો વર્ષે ઇરાનથી જાશે.
અક્કલ ઉપર નથી એનું કામ, લોકો સમજતાં કરશે સલામ.
દીન આપણો અકકલ પર છે, તમે રાખો છો ત્રાટી ઉપરતે.
આથી ખામીયો કદિ જણાયે, તે દોષ તમારો ગણાયે.
દેખા દેખીથી કરવાં કામ, તે બુધ્ધિની ખામી નિદાન.
તમે દીનમાં ખોજા ઘણા છો, પણ મગજ થકી બે ખબર છો.
મુંબઈ, કરાંચી, કાઠીયાવાડ, ઘણા ઓળખે મગજને સાર.
કરો તલાસ મગજની ભાઇ, કપડાં હાથ ચુંમે શું થાઇ.
જેવાં પહેરણ કપડાં તમારા, એવાં કપડાં જાણો અમારા.
અમને પૈસાના લોભી ન જાણો, તમારાથી શ્રીમંત પ્રમાણો.
પાંચથી છ લાખ પૈસો તમારો, એથી ખર્ચ ઘણો અમારો.
તમારી ભેટ દશોંદનું નાણું, એક દિનનું ખર્ચ ન જાણું.
તમો લીઓ છો દર્દો નામ, નથી ડોકટરી મારૂં કામ.
તમારા દિલના જે દર્દો હોયે, કરો પ્રકાશ મારા કને સોયે.
હું છું દિલનો ડોકટર સારો, દિલનો રોગ ટાળું તમારો.

જે બાબદની સમજ ન હોયે, તે આવી પુછો મને સોયે.
અંગ ધોયાથી લાભ ન થાયે, અંદર ધોયે રોશની પમાયે.



## પાઠ ૧૦ નારી ધર્મ.

ખાસ પંજે ભાઇયો રાખે ગર્વ, ગણે હલકા પોતાથી સર્વ.
કરે અભિમાન એ નહિ સારૂં, સૌ મુરીદો સરખા ધારૂં.
પતિના હક્ક રાખે જે બાઇ, કબુલ બંદગી તેની થાઇ.
ઘરથી બહાર જતાં રજા માગો, રજા વગર જવાનું ત્યાગો.
માબાપ ને સાસરીયાં જન, સૌના હકક પાળો સતિજન.
જુઠ નિંદા બન્ને પરહરજો, ગુરૂ વચન મસ્તક ધરજો.
વશ કરજો ક્રોધને કાળ, કોપર જુઠું મુકો નહિ આળ.
સુણી જ્ઞાન તથા ફરમાન, ચાલો તેપર રાખી ધ્યાન.
હાજર ઈમામની સનાખત લેવી, સદ્ગુરૂ મુખ દર્શોદ દેવી.
આવી રીતે નીતિ પાળશો, દિલ રોશન દીદાર લેશો,
જાવું હોય માબાપને ઘેર, લીયો રજા રૂડી પેર.
રજા લઇને જાવું સારૂં, રજાવિણ જવું નઠારૂં.
જમાતખાને જવાનુ થાયે, રજાવિણ તોયે ન જવાયે.
રોજ નહિ તો ચોથે દિન કહીએ, આઠ પંદર કે મહિને જઇએ.
મહિના કેડે તો રજાજ મલે, રજાવિણ ફળ ન ફળે.



# પાઠ ૧૧ જ્ઞાનનો ભેદ.

પંજે ભાઇયોની ફરજ કહેવે, ધર્મ ક્રિયામાં સાબત રહેવે.
જ્ઞાન શીખો બીજાને શીખાવો, અર્થ સમજી લાભ ઉઠાવો.
ભેદ સમજ્યા વિણુ વાંચે જ્ઞાન, જેમ બુમો પાડે હયવાન.
વણુ સમજ્યે જ્ઞાન વંચાય, કશો ફાયદો તેથી ન થાય.
તમો હિંદુ હતા જ્યારે, સમયાનુસાર બતાવ્યું ત્યારે.
શાન્તી સાથે સમજાવી સાન, ત્યારે તમો લાવ્યા ઇમાન.
કહેત તુર્ત થાઓ મુસલમાન, તો પીરનું કરત અપમાન.
જે ઇમામનો વારો હોયે, માનો ફરમાન તેનાં સોયે.
તૌરેત ઇન્જીલ જબુર કુરઆન, અસલ સત્ય અલ્લાહના કલામ.
જુદિ જુદિ કોમો પર આવી, પેગમ્બરોએ તે સમજાવી.
આલીમ લોકોએ પોતાની જાતે, સુત્રો પલટયાં સ્વારથ માટે,
હતું કુરાન જ્ઞાનનો ભંડાર, ઉસમાને કીધો ફેરફાર.
એ સર્વ વાતો મારી પાસે, પુછશે તે વાકેફ થાશે.
જ્ઞાન મહિં ન સમજાય જેહ, મને આવીને પુછો તેહ.
તમને સુધારવા આવ્યો અહિં, ભવબંધન છોડાવવા સહી.
પરસ્પર સહાય કરોને ચાહો, કરી ખીદમત લીયો લાહો.
તમને જોઇએ જાહેરી તમામ, બાતુનમાં ન પહોંચાડો ધ્યાન.
જાહેર દુનિયાંને લગતું કાજ, બાતુન જુઓ તો પામો રાજ.
જેઓ જાણે જેવી જબાન, તે તે ભાષામાં મોકલ્યું જ્ઞાન.

અરબ લોકોની અરબ્બી ઝબાન, ત્યાં નાઝીલ થયું કુરઆન.
હિંદવાસીની હિંદીબોલી, એ વાતને પીરોએ તોલી.
સ્વભાષામાં દીધું જ્ઞાન, સૌ સમજી રહે સાવધાન.
કદી કુરઆન શકો વાંચી, મતલબ શકો નહિ જાંચી.
સ્વાહીલીંને ગુજરાતી કિતાબ, વાંચી સંભાળાવ્યે શો લાભ.
વાટબુઝે કપ્તાન દરિયાની, સામે પાર પહોંચાડે આસાની.
એમ ઇમામ રેહબર સાર, સહેલી વાટે ઉતારીદે પાર.
ઇમામ મોમનને મળવા આવે, પત્થર દિલને મીણ બનાવે.
ખલીફ ઉસ્માને સાધવા સિધ્ધી, કુરાન મસજીદમાં વધઘટ કીધી.
અસલ કુરઆન છે મારી પાસે, ઉતરે તે છ વર્ષના પ્રયાસે.
તે પણ હું પાડીશ બહાર, જેથી જાણી શકો ફેરફાર.
હર વકતના ઇમામ પાસે, નવી વસ્તુનો પ્રકાશ થાશે.

## પાઠ ૧૨ ફરજનું ભાન.

ફરમાવે છે હાજર ઇમામ, ઘણાં ફરજો તમ પર જાણ.
માણુસ જન્મે છે જગમાંહિ, કરજ ફરજો નાં વળગે ત્યાંહિ.
ખુદા પાકને આપ્યો છે કોલ, તમો પાળો પોતાનો બોલ.
મ્હોટું કરજ જે રહેવું પાક, નહિ ચાલશે થોડાયે વાંક.
નઝર બદને ગીબત કરશે, તે બાઇયોની બંદગી ન ફળશે.
જુસો પાક રાખો સૌ બાઇ, પર મર્દ તે બાપ ને ભાઇ.

ક્રાંકણુ બંધાવે છાંટા નખાવે, નજરબદ તો પાણી લગાવે.
થઇ જાય ગુનાહ તો તૌબા માગે, સેતાનથી સદા દુર ભાગે.
શયતાન નથી રહેતો બહાર, રહે છે સૌના મન મોઝાર.
બાઇયો પાસે બાઇ બની આવે, કરી પ્રપંચ ઇમાન મુકાવે.
દીનની વાટતે પુલે સરાત, ચુકે વાટ તો થાયે ઘાત.
જે કોઇ સીધી વાટપર ચાલે, તે પહોંચશે સામે કિનારે.
જો સંભાળો દીન તમારો, તો સેતાન શું કરનારો.
ઇમામ હુસેનનું પડો છો બ્યાન, તે સઘળું સાચું નહિ જાણ.
કેટલીક બનાવટ મુલ્લાંઓની છે, ખરૂં બ્યાન અમારા ઘરમાં છે.
તમે સંભાળ દાગીનાની લો છો, ઇમાન રસ્તામાં છોડી દો છો.
તે બીજા લોકો લુંટી જાવે, તમને પરસ્પર લડાવે.
દંપાતમાં પણ કંકાસ નાખે, પ્રત્યેકને વિમુખ રાખે.
વાતો હિંદુની પડો ઇલ્મમાં, એ નથી મુનાસબ દીનમાં.
તમો હિંદુઓ હતા જ્યારે, પીરે વાટ દેખાડી ત્યારે.
એ જમાનો વીતી ગયો, મૌલા જગ આશકારા થયો.
પડો તારીફ હાજર ઇમામ, નવ અવતારનું મુકો નામ.
કીસ્સા બ્યાનનો મતલબ જાંચો, બીજી ખોટી વાતો નવાંચો.
જેથી થાય જીવનો ઉધ્ધાર, તે ઇલ્મ પડો દીનદાર.
તમે કીસ્સો પડશો ને રડશો, ધંધો કરી કયારે જ્ઞાન પડશો.
સીમર લાનતી કરબલા માંહિ, કીધા શહીદ ઇમામને ત્યાંહી.

થયા અહુલેબેત બંદીપાન, એટલી બીના સહી પ્રમાણ.
બેઇજ્જતિ કરે પછેડી ઉતારે, થાય પત્થર જો હાથ પસારે.
એ અદબી કીધી નહોતી, એ સર્વે વાતો છે ખોટી.
ઇન્સાન દુનિયાં છોડી જાશે, કર્ત્તવ્યોનો હિસાબ થાશે.
હુકમ મર્દનો માન્યો છે સહી, બદ નજરી કરી છે કે નહિં.
બાઇઓ માત્રને એ પુછાશે, કસુરવાળી દોજકમાં બળશે.
બાઇઓ મ્હોંપર બુરકો નાંખે, પણ દિલપર કાબુ ન રાખે.
એ તો કાફરપણું છે જાણ, નથી બુરકાનું એવું ફરમાન.
પ્રત્યેક ઇન્સાનની પાસે, રહે બે મલાયક સૌ સાથે-
સૌનાં આમાલ નામાં લખે છે, રોજે કયામતમાં તે વંચાશે.
બાઇ જાહેરમાં મોમન હોય, અને બાતિનમાં કાફર સોય.
કયામતમાં સર્વે પુછાશે, ગુપ્ત ગુનાહ પ્રકટ થાશે.
છે દુનિયાં ડુંગર જેવી ભાઇ, અહીં પથરા બીજી કોરે ખાઇ.
જો અહીં તહીં રખડશો, પટકો પાણેકાં ખાઇમાં પડશો.
જે કોઇ સીધી વાટે ચડશે, તે સ્હેજે પાર ઉતરશે.
પીર સદરદીનનો પંથ છોડી, જાય આરબ મોગલ પાસે દોડી.
આરબ પોતે છે ખરની પરે, મોગલ ભિક્ષા માગતા ફરે.
નથી તેઓને બીલકુલ સાન, તે તમને શું શીખવે જ્ઞાન.
જો તેઓની વાતોપર રહેશો, તો તમોપણ હેવાન થશો.
રસ્તો ખુબીતણો ત્યાગી દો છો, ગધેડાઓની પુઠે લાગો છો.

તેથી દુનિયાં તો એળે જાશે, લાભ આખરતણો ખોવાશે.
શયતાન ઈમાન સૌનું હરે છે, વાતો સુણુતામાં દિલ ફરે છે.
કરે જ્ઞાન ધર્મની વાત, ત્હેના મનમાં મ્હોટી ઘાત.
દેખાવે શીકલ ઇન્સાન, દિલમાંહિ લયન શયતાન.
બાઇ ભાઇની ફરજ એહ, ઇમાન મજબુત રાખે તેહ.
પીર સદરદીનનાં જ્ઞાનો સહી, હરગીજ બીજું કંઇ વાંચવું નહિ.



## પાઠ ૧૩ પયરવીયે રસુલ.

હજરત રસુલ દુનિયામાં આવી, ઇસલામની રોશની ફેલાવી.
આખી આલમના છે વાલી, કરો પયરવી રાહપર ચાલી.
તેના હુકમ વિરૂદ્ધ વરતશો, તો કયામતમાં શો ઉત્તર દેશો.
યુવાન વયે કે બુઢાપે મરશો, બહુ તો સો વર્ષ પુરાં કરશો.
મરવા બાદ કયામત રચાશે, હજાર વર્ષની કલાક થાશે.
શું કરશો, શો ઉત્તર દેશો, મૌલાના પ્રશ્ન પુછે, શું કરશો ?
એવાં કામ કરો એવા ચાલો, ત્યાં મુખ ન થાયે કાળો.
ઘણા વાજા મહિ મજા ધારે, વાજીંત્રમાં જીવન ગુજારે.
છે હરામ નહિ સારૂં કામ, હજરત મુસાની શહેરમાં હરામ.
રસ્તે જતાં વાજું સંભળાયે, તેથી દોષ કશો નવ થાયે.
મકસદ કરી કોડેથી કોઇએ, સાંભળવા જવું ન જોઇએ.

યુવાનો અફીણ ખુશીથી ખાયે, બગડે શરીર સુકાઈ જાયે.
બે પાંચ કલાક નશો ખુશ લાગે, કીધું હરામ નબીયોએ આગે.
ઇસલામમાં નશો હરામ, સહીમાનો રસુલના કલામ.
જાણો હરામ વ્યભિચાર, સજા પામશે તે બદકાર.
જનાકારી કરે પહેલી વાર, તેની સજા ઠરાવેલ માર.
બીજી વાર કરે જનાકારી, ત્યારે માર દેવાડતા ભારી.
ત્રીજી વાર જીવ ઠાર મારો, નબી મોહમ્મદનો એ ધારો.
શરાબ ભાંગ અફીણ ખાશે, પેલી દુનિયામાં દુઃખ થાશે.
દવા તરીકે લેવા માટે, હકીમ ડોકટર સલાહ આપે.
તેના કહ્યા માફક ખાવામાં, કંઇ અડચણ નથી લેવામાં.
પણ હુકમ વિના વાપરશે, તો કયામત મહિં પુછાશે.
જહન્નમમાં જવા કહેવાશે, ત્યારે કેમ કરીને છુટાશે !
જહન્નમથી બહાર જવાનો, નથી દરવાજો દુર થવાનો.
અહરનિશ તે મહિં બળશે, માને ફરમાન તે તો બચશે.
ફરમાન પેગમ્બરનું એ છે, ઘણી ફરજો તમારા પર છે.
મુખ્ય બાબત જરૂરી ધારો, ભાઇચારો પરસ્પર વધારો.
પણ કરો છો પરસ્પર નિંદા, જનાકારીથી બદ આપદા.
માંહો માંહિ ફિતના નખાવે, તે કત્તલથી બુરૂં કહાવે.
એના બુરાં ફળોનો વબાલ, તમને અંતે આવશે ખ્યાલ.
પોતાના પંડમાં સોઇ ઘોંચો, એવી પીડા બીજાની સોચો.

પ્રથમ ક્રમ પોતાનાં વિમાસો, પછી બીજાનાં વાંક તપાસો.
ઘણા જણ મારા પાસે આવે, રૂપીયા સાતનો છાંટો નંખાવે.
ભુલથી માલ દશોંદ ખવાયે, તે છાંટાથી માફ જ થાયે.
પણ મોમનનાં ગુનાહ થાયે, પાપ છાંટાથી તે ન જાયે.
શરાબ પીને મસ્તજ થાયે, લાકડીયેં માર્યે પાક જાયે.
નથી મારવાનો આ જમાનો, તૌબા બંદગી ગીરીયા કરવાનો
ખાને આવી રાતના જાગે, કરે તૌબા તસબીઓ કાઢે.
કરે ઇબાદતથી દિલ સાફ, ખુદા તઆલ કરે ગુનો માફ.
કોઇ દીનદારની ગીબત કરશે, તે ગુનોહ કેમ ઉતરશે?
ચુંમી દસ્ત કરે ઇકરાર, કરે માફ તો છુટે નિરધાર.
બુઢી બાઇના દાગીના ધન, રાખી અનામત કરે હજમ.
તે કદી માફ નહિ થાશે, એ પૈસાની રોટલી ખાશે.
એ રોટલી કયામતને દન, લે હિસાબ પકડે ગરદન.
અહીં દુનીયામાં લાગે સોહલું, અંતે જવાબ દેવાનું દોહલું.
કરે જવાનીમાં એવા ખ્યાલ, નથી મૌત મારા પર હાલ.
તાવ મરકી થકી મરી જાવે, બૈરી બચ્ચાં કામ ન આવે.
છે મોમન સિંહ મસ્તાન, જેનો રસ્તો સિધો આસાન.
નહિ મર્ણ તણો ભય નામે, છુટે દુનિયામાંથી આરામ પામે.
નથી મોમનને દુનિયામાં સાર, મુવા પછી જીન્નત મોઝાર.
હું પોતે દુનિયાંમાં રહું છું, કેદખાનું દુનિયાં સમજું છું.

કામ બુરાં દુનિયામાં કરે છે, તે મોતથી ઘણું ડરે છે.
શો જવાબ ખુદાને અપાશે, એ વિચારો થકી ગભરાશે.
પડે માંદો તો મનમાં ડરશે, હુવે કોઇ મદદ ન કરશે.
મુનિમ–વકીલ ગોટાળો કરશે, તપાસ વેળા તે ઘણો ડરશે.
મારી ચોરી ઉઘાડી પડશે, આવા વિચારોથી તે ડરશે.
ડરે મૌતના હિસાબથી જેહ, ખરી સાબીતી પાપી છે એહ.
મોમન માટે દુનિયાં અસાર, હયવાન જેવા મુગ્ધ અપાર.
ખાઉં પીઉં ફરૂં ને બેસું, સુતની શાદીનો લ્હાવે લેશું.
આ છે બે અકલીના વિચાર, નહિ મોમનને સજાવાર.
અકલવાળો મોમન પ્રમાણે, દુનિયાં જહુન્નમ જેવી જાણે.
હોય બાદશાહ કે સુખી અપાર, જાણે દુનિયાં નર્ક આગાર.
ચિન્હ મોમનમાં એવી ચાલ, ખુદા રાજી કરવાનો ખ્યાલ.
કેદખાનું કે રૂહનું બદન, કરી મુકત પહોંચાડે વતન.
કેદી રૂહ કશ્શુ નહિ દુખે, મુકત થતાં સર્વત્ર પેખે.
મૌત માટે મોમન દીનદાર, રહે પ્યાસા જેમ તૈય્યાર.
ઇન્સાનને ઘટારત એહ, કરે આમાલ સારા તેહ.
પડે નિમાજ કે રોજાં રહેશે, તેથી ગુનાહ રહીત ન રહેશે.
કયામતમાં આમાલ પુછાશે, શુદ્ધ આમાલે ગુનાહ જાશે.
પ્રથમ કાર્ય દુનિયાના અમાલ, પછી બંદગી તણો સવાલ.
કર્તવ્ય વિષે કયામતમાં પુછાશે, સારા આમાલો સ્વર્ગે જાશે.

સારૂં નરસું તમારે હાથ, રહો ફરમાન પર મુસ્તાક.
કરો અકલથી વિચારી તોલ, બીજે કાને કાઢો નહિ બોલ.
નહિ કરો સુકૃત્ય નેક કામ, રહેશું પોતપોતાને ઠામ
હું જમાતખાનામાં આવું છું, ફરમાનો કરી સંભળાવું છું.
એક કલાક નસિહત કીધી, તમો માટે મેં તસ્દી લીધી.
જો ફરમાન પર ચાલો નહિ, તો નાહક તકલીફ થઇ.
ખોટી થયા થયું નુકશાન, અમને પણ કીધા હેરાન.
સુણી ફરમાન જો એક જણ, કરે અમલ સાચે મન.
દસ કલાક બોલવા જેવી, થાય ખુશી અમને એવી.
તેને ફાયદો પહોંચે ઘણો, સારૂં બુરૂં સ્વહસ્તે ગણો.



## પાઠ ૧૪ કરમ બક્ષીસ.

તમે એક વસો ચાહો મને, હું સો વસા ચાહું તમને.
જ્યારે થાશે કયામત સમે, મુજ છત્ર હેઠે હશો તમે.



## પાઠ ૧૫ આબે સફાનો મમ.

તમે નિયાજ પીયો છો નિરધાર, પીધું વરસ સો કે હજાર.
તેનો મકસદ સમજ્યા નહિ, તેની સેંકડો માયના સહી.

પહેલી એકે એક કુંભમાંથી, દસ જણ પીવે સંઘાતી.
તે સાફ દિલથી રહી શકશે, તેને ઘણો લાભજ મળશે.
નિયાજ પીતાં ને દુઆ વેળાએ, માગો ખયરતો બરકત થાયે.
પરના માટે ખયર મગાયે, તેને ખુદાવિંદ નજીક થાયે.
ઓળખે ખુદાને હકીકતી, ખુદા તેનાથી દુરજ નથી.
સર્વત્ર ખુદાવિંદને દેખે, પિંડપોતા તણા મહિં પેખે.
જેમ વધુ વધુ રાખે હેત, તેમ નજદીક થાયે છેક.
દેખે પ્રત્યક્ષ ખુદાને તેથી, બદકામો થતાં નથી.
જો માબાપ રૂબરૂ હોયે, બદ કૃત્ય કરે નહિ કોયે.
તેમ ખુદાને હાજર જોઇ, બેઅદબી કરે નહિ કોઇ.
ઇબાદત કરતી વખતે સહી, ખ્યાલ દુન્યાંના લાવવા નહિ.
મોમન મૌતથી કદિ ન ડરે, દોજક ડરથી બંદગી ન કરે.
ખુદા તઆલા પ્રત્યે હેત, કરે બંદગી ઇશ્ક સમેત.
આશક અલ્લાહુના છે સોયે, સ્વર્ગ નર્કની પરવા ન હોયે.
પતંગ ઇશ્ક બત્તીનો રાખે છે, જાન પોતાની બાળી નાંખે છે.
રાખો એવો ઇશ્ક તમો પણ, તન મન ધન કરીદો અર્પણ,
આમાલ સાફ હશે જ્યારે, નજીક ખુદાને થશો ત્યારે.
તો નિયાજ અને દુવા બન્ને, ફલદાયી નિવડશે તમને.
ઘણી રાખો આમાલ સંભાળ, સદા કરજો નેક અમાલ.
સુણો દલીલ અય મોમીન, હોય પુત્ર બે પ્રકૃત્ત ભિન્ન.

એક બાપનો બોલ ન પાળે, માગે પૈસા ઘણું કંટાળે.
બીજો શુધ્ધ ભાવે સેવા કરશે, કોઇ ચીજની ચાહ ન ધરશે.
એમાં કોણ મીઠો લાગે ખરો, તમો ઇશ્કથી બંદગી કરો.
અમે સાફ અને પાક છીએ, સદા હસદ કપટ વિણ રહીએ.
તમે કુડ કપડથી સંભાળો, અમારી જેમ તમો પણ ચાલો.



## પાઠ ૧૬ દરવેશી.

સાવધાન દીનપર રહેજો, ઘણી દોસ્તી દીનની કરજો.
દીન વિષે જો થાયે શંકાઓ, મને પુછીને વાકેફ થાઓ.
જેનું દીલ લાગે અમ સાથે, અમ વચન ચડાવે માથે.
હું છું પીર મુરશીદ તમારો, દીન તમારો બુજોરગ સારો.
બધા દીન કરતાં ઉત્તમ છે, સત્ય દીન તમારો બુલંદ છે.
શયતાન ફરેબ દઇ ભુલાવે, પણ ભુલશો નહિ કો કાળે.
છે હકીકતી દીન તમારો, ચાલો તે પર દ્રઢતા ધારો.
મુરીદ માને મારા ફરમાન, કહિ ન થાયે નિચાં કામ.
નહિ થાયે ગુનાહનાં કામ, ધરે દિલ મહિ મારા કલામ.
તે ગુનાહોથી દુર ભાગે, જેમ સ્થાન બીમારીનું ત્યાગે.
દુન્યા માલપર ન રાખો પ્યાર, મોમન દરવેશી દીનદાર.
મારી કને છે પુષ્કળ માલ, તે પર મ્હોબતનો નહિ ખ્યાલ.

ગાડી પર મોહીત ન થાઉં, જ્યાં ત્યાં પગે ચાલીને જાઉં.
હું પણ દરવેશી રાખું સહી, દોલતથી દીલ બાંધો નહિ.
ઘણી દોલત મલે ન પુલાશો, ચાલી જાય તો નહિ ગભરાશો.
ખુદા ન કરે કદિ એમ થાય, યુવાન પુત્ર બી ચાલ્યો જાય.
તો પણ અફસોસ કરવો નહિ, એ રીત દરવેશીની સહી.
પડો દુઆ લીધો મારૂં નામ, હું હાજર તમ પાસે જાણ.
મને દુર કરી નહિ લેખો, સદા પોતાની પાસે પેખો.
જે કોઇ મ્હોબતથી લેવે નામ, તેના દિલમાં અમારૂં ઠામ.
કદિ જાહેરીમાં દુર જઇએ, ભાવિક ભકતોના દિલમાં છઇએ.
રહે હજુરમાં રાતને દિન, પ્રેમ વિના કશું ન પુન્ય.



## પાઠ ૧૭ દુવાની તાકીદ.

મગરીબ વખતે દુઆ ગુજારો, તે ધંધાનો સમય ન જાણો.
મગરબ ટાણે બે સારી બુરી, કરો વાતો એ રીત ન રૂડી.
આવો જમાતખાને મગરબનાં, ફળ ઘણું પામો આખરતમાં.
તમને ઘણું ચાહી એમ ધારૂં, થાય બે જહાનમાં સારૂં તમારૂં.
મારી નસિહત દાદાના ફરમાન, ધરશો ધ્યાન તો થાશે કલ્યાણ.
સુત વિતદારા પર પ્રીતિ નથી, આશક અલ્લાહ તણા હકીકતી.
ઇશ્ક મિજાજી નિજ નારી સાથ, કરો મ્હોબત મીઠાસથી વાત.

દુઆ પડવાપર તેથી ઘણો, રાખો ચ્યાર હજાર ગણો.
અલ્લાહ સાથે ઇશ્ક જમાવો, ફળ હજાર દરજા પાવો.
પાડે બુમો ને પડે જ્ઞાન, ન સમજે તે જેવા હયવાન.
ખાન પાનાદિ કરે ઇન્સાન, જેમ ખાય પીયે હયવાન.
નથી ખુદાનો કે દીનનો વિચાર, તે માણસ પશુ સમાન.
બુત પરસ્તો પત્થર પુજે, પણ હકીકતથી વિચારી બુજે.
સત્ય દીન હકીકતી તમારો, નથી સમજતા મકસદ વિચારો.
તમો માંહિ જે સમજદાર, તે છે અધુરા કરજદાર.
સારા સાથે એ નરસા વસે, સારાને જોઇ સારા થશે.
છે જમાત મારૂં તન, થાય ઇજા તો દુઃખે બન.
વેર જેર રાખો તમો, અંગમાં દુઃખ પામુ અમો.
દુઃખે માથું કે બીજુ કાંઇ, એવી ઇજા અમને થાઇ.
બે દિલી તમારામાં હોયે, સૌને નુકશાન આપે સોયે.
હોય એજણનું કર્ત્તવ્ય બુરૂં, સૌને નુકસાન પહોંચે પુરૂં.



## પાઠ ૧૮ સુવિચાર.

પીર સદરદીન હતા તમ જેવા, રંગે રૂપે દેખાવે એવા,
હતા દાના અને બુદ્ધિવાન, ખાતુન સાચા સાફ નિદાન.
હરકો ખોજો હશે તે કહેશે, પીર બદરદીને ખોજા કીધા છે.

તે પણ ખોજાઓનો દીનભાઇ, કરો મહેનત તો તેવા થવાઇ.
નથી મહેનત ખાને જવામાં, નથી મહેનત હુવા પડવામાં,
એ બન્ને કામો છે આસાન, વાસલ મકસદ સમજે સુજાન.
તો તરત મારફત થાયે, સાચા હકીકતી તે કહેવાયે,
પીર સદરદીન યકીનવાળા, કદિ બુરૂં નહિં કરનારા.
પીર સદરદીન એકલા હોયે, જાણે અલ્લાહને હાજર સોયે,
હાજર ખુદાને સમજે નીત, તે સૌની એવીજ રીત.
સારાં કૃત્યો ને સારા વિચાર, એ છે મોમન તણા આચાર,
તમારા પાક દીનનો પાયો, નેક આમાલપર છે રચાયો.
સારા ચાલો સાચું વદજો, નજર બદ કદિ નહિ કરજો,
એ પાયા પર મક્કમ રહેશો, તો જમીન પર નહિ પડશો.
પુલેસરાત સુવા કેડ માને, તે એ વાતનો મર્મ ન જાણે,
હૈયાતીમાં ચાલે સારી ચાલ, તો પુલસરાત થાય પસાર.
જો બુરી રીતે વિચારશો, તો પુલસરાત પરથી પડશો,
જે જાણે છે તે વધુ શીખે, નથી શીખ્યા તે પણ શીખે.
પડે સાંભળે તે પ્રમાણે, ન પડે સુણે તે શું જાણે,
અજાણ એટલું એ ન બુઝે, ઇસમાઇલી મઝહબ શું છે.
કિતાબ મૌલાના રૂમની વાંચો, કિતાબ શમ્શ તબ્રિજી જાંચો,
પડશો કિતાબો તો સમજશો, સારો રસ્તો શોધી શકશો.
મૌલાના રૂમે એમ વિચાર્યું, પ્રથમ પત્થર હતો એમ ધાર્યું,

થયો ઝાડ પછી ઇન્સાન, મખલુક માંહિ ઉત્તમ જાણ,
ઇન્સાનમાંથી શું થઇશ, એવા ખ્યાલ કરતો હરનિશ.
તમો પણ કરો એવા ખ્યાલ, ઇન્સાન મટી થશે કેવા હાલ,
સુવિચાર સુકૃત્યો કરો, એથી અધિક મરતબે ચડો.
ઔલાદ અલી કે ઉમરની ધારો, જેનાં કામ સારાં તે સારો,
તમો ઇલમ સુણો કે વાંચો, શું કહેવાયું છે તે સોચો.
સારા માણુસનાં કામો પવિત્ર, એબ રહિત શુધ્ધ ચરિત્ર,
માથું મોટું નાના હાથ પગ, તેનું વરવું દેખાય અંગ.
બદન બારીક ને પેટ મોટું, કદ નાનું એ દેખાય ખોટું,
આ છે માત્ર એક મિસાલ, હોયે મોમનને સર્વે ખ્યાલ.
એકાદ અવગુણ મોમનમાં હોયે, તે પણ ખરાબ લાગે સોયે,
ખુદા તઆલાના નુરનો દીવો, તમો સૌમાં છે તે જુવો.
એ નુર ખુદાનું ન જોશો, તો અજ્ઞાન અંધારે રહેશો,
ખુદાને હાજર સમજી ચાલે, મઝહબ મુશ્કીલ મોમન પાળે.
સિજદા રૂકુને દુવા પડવી, એ ક્રિયા આસાન સમજવી,
મુશ્કીલ હકીકતની પચરવી, ખુદા પસંદ રીત આચરવી.
સારા માણુસની સોબત કરો, મૌલા રાજી થાયે ખરો,
હલાલ વેપાર મોમન તણો, એ પણ ઇબાદત જેવો ગણો.
મોમન સુતી વેળા વિચારે, વહેલો ઉઠી અલ્લાહ સંભારે,
આવા ખ્યાલ કરી સુઇ જાયે, તેનું સુવું બંદગીમાં લેખાયે.

ગાફલ સુતાં વિચારે આમ, ઘણાં ગાંઠે જમાવું દામ.
બુઢી ઓરત તજી દઉં, બીજી જવાન પરણી લઉં.
મ્હોટા મ્હોટા મહેલ બંધાવું, લોકો મહિં ઈજ્જત વધારૂં.
સૌથી મોટો જન ગણાવે, સહુકો સલાહ લેવા આવે.
આવા ખ્યાલ કરી સુવાયે, તે સુવું ગુનાહમાં ગણાયે.
તમે એવી રીતે સુંવો ભાઇ, જે સુવું ઇબાદત લેખાઇ.
દુવામાં ચિત્ત રાખો તો સારૂં, કુડા ખ્યાલે પડે તે નઠારૂં.
નિજ ઓરતની ઉંમર મોટી, ઘરમાં સાથે રહે બેટાબેટી.
પછી ખ્યાલ કરે તે અજ્ઞાન, પરણું સારી સ્ત્રી જુવાન.
મ્હોટી ઓરતના હક ઉથાપું, તેને ખાવાનું કંઇ ન આપું.
આવો ખ્યાલ કરનાર શ્વાન, બલ્કે શ્વાનથી બદતર માન.
પીર સદરદીનના સારા ખ્યાલ, કર્તવ્ય સારા શુદ્ધ આમાલ.
પહોંચ્યા મ્હોટે મરતબે છેક, તમો આમાલ કરજો નેક.
મને નિશદિન તમારો વિચાર, તમ હિતાર્થે જાઉં સૌ ઠાર.
મહાબળેશ્વર કે જાઉં લંડન, અન્ય સ્થળે કરૂં પર્યટન.
એ તકલીફ વેઠું હું માથે, ફક્ત મુરીદોના હિત માટે.
મને મળી જમાતો સરખી, ચાહુ મજહબની મજબુતી.
તમો મુરીદોનું ભલું થાયે, હું કરૂં છું એવા ઉપાયે.
તમો કરો છો દીનની સેવા, બાપદાદા સહિત ફળ લેવા.
બરહક છે દીન તમારો, દીન મઝહબ પગ એમ ચાલો.

બોલ સર્વત્ર સાંભળું એવા, મુરીદ તમારા ફિરિસ્તા જેવા.
રહેણીકરણી એવી શુદ્ધ રાખો, તો દીનનો ફાયદો ચાખો.
બાતલ ખ્યાલોનું કરો ચિંતવન, જેનું ઉપર થયું વર્ણન.
સઘળા લોકો કહેશે કુડા, આગાખાનના મુરીદ બુરા.
બુરા આમાલે બુરા ગવાશો, સારાં કામે સારા ગણાશો.
પામે પ્રસંશા મઝહબ પોતાનો, આગાખાનના મુરીદ ખોજાનો.
સર્વે સમજણ દેવી અમારે, કરવું વર્તન હાથ તમારે.
પીર સદરદીન સુકૃત્ય કરતા, ચાલ્યા બામસલ ફિરિસ્તા.
તેથી તેઓએ લાભજ કીધો, ઘણા જનને ઉપદેશ દીધો.
તમો કરશો સેતાની કામ, મઝહબને કરશો બદનામ.
જો તમારી સુવાસ ગવાશે, તો દીન પણ સારો કહેવાશે.
અમે મુરશીદ તમારા કહીયે, સારા દીન પર સારા રહીયે.
નહિં જુઠ બોલશો કાંઇ, મારા દીનમાં તેની મનાઇ.
ખર્ચો ધર્મમાં પારકુ નાણું, એ ઘણું ખરાબજ જાણું.
બદકાર કે ધર્મનો દ્રોહી, માલ તેનો પણ ખાવો નહિં.
હરામ માલ ધર્મમાં વાપરશો, ઉલટા ગુનાહ સીરપર ધરશો.
નિજ સંતતિ દીનપર ચલાવો, ખરાબ સંગત થકી બચાવો.
કુસંગત લઈ જાય કુવાટે, એમ થવા દો શા માટે.
કુદ્રષ્ટિ કરી પરદારા પર, લજવી દીનને હલકો ન કર.
કહાવો ફિરિસ્તા એમ કરો, સત્ય પંથ થકી ન ચળો.

ખુદા સર્વત્ર છે એમ જાણો, તેની હસ્તી સહી પ્રમાણો,
સૌના મનમાં સાક્ષી દેવે, બદ કૃત્યો કરતાં ચેતવે.
સમજ્યાં છતાં કુડ કરે છે, તેને ખુદા છોડી દે છે,
સારા નરસા વિષે સમજાવે, ખુદા નહોય તો કોણ ચેતાવે.
છે ઇન્સાનને સજાવાર, કદિ કરે નહિ બદકાર,
સદકર્મ સદા કરનારા, મુર્ખ હોય તોયે કહેવાય સારા.
બુરાં કામોનો બુરો અંજામ, એ ફરમાન ધરજો ધ્યાન,
ઘણા જનમાંથી એક જન, માને ફરમાન તેને ધન્ય.
સુણી ફરમાન વર્તજો આમ, કોઇ ન કહે સેતાની કામ,
ફરિસ્તાના જેવાં કામ કરો, જગમાંહિ મલાયક ઠરો.
ફરિસ્તાથી પણ ઉંચે જાઓ, સારા ખ્યાલોથી એવા થાઓ,
બુરાં કાર્ય કદિ નહિં કરો, સદ્વર્તન સદા આચરો.
માથું પટકયાથી શું વળે, સદ્ કર્મે મૌલા મળે,
ઇન્શા અલ્લાહ દુવા ફળશે, ફરમાન માન્યે લાભજ થશે.



## પાઠ ૧૯ ધાર્મિક શિક્ષણ.

અમે જઇએ જે જે ગામ, બતાવીએ જમાતોને કામ,
નિજ ઓલાદને કેળવો છો, દુનિયાનો ધંધો શીખવો છો.
એવી રીતે ધંધો દીનનો, સૌ શીખે તમારા સંતાનો,

તેના માટે સ્કુલો ઉઘાડો, ઇલ્મ જ્ઞાન બચ્ચાને શીખાડો.
ત્રણ ચાર પડેલા લોકો, શિક્ષણ આપે એવા રોકો,
સ્વભાષાનું ઇલ્મ જ્ઞાન, તે પર ટેવાઇ તમારી જબાન.
માટે વાજીબને સજાવાર, પ્રથમ શીખવો જ્ઞાનજ સાર,
સ્વભાષામાં ઇલ્મ પડવું, એજ લાભકારી સમજવું,
ઇબરાની, સુરીયાની વાચા, આ ભાષા કે પેલી ભાષા,
ખુદાને માટે સર્વે એકજ છે, ને સર્વે ભાષા સમજે છે.
આ ગામ કે પેલું ગામ, સર્વત્ર ખુદાનું છે ઠામ,
દિવાન શાહ શમ્સ તબ્રિજી, મૌલાના રૂમ તણી મસનવી,
હું તમોને મોકલીશ એહ, તમો પડજો કિતાબો તેહ,
તેથી તમો થશો ખબરદાર, બીજા મુલ્કોના અખબાર.
પીર સદરદીને રાહ બતાવી, સ્વભાષામાં જ્ઞાન સમજાવી,
એવી રીતે અમારા મુકેલા, જ્યાંજ્યાં બોધ દેવા ગયેલા.
જેની જેવી હતી જબાન, તે જબાનમાં દીધું જ્ઞાન,
તમારો મઝહબ સર્વ દિશામાં, મુરીદ શિખ્યા સ્વભાષામાં.
મારા ગરીબ મુરીદોને માટે, ગરીબ ફંડ સ્થાપ્યો મેં જાતે,
સિંધ સૌરાષ્ટ આદી ગામે, રંક મુરીદો રાહત પામે.
નહિ ગરીબ માગી ખાનાર, કહું ફંડના ખરા હકદાર,
બાઇયો બુઢી ડોસીયો હોયે, મર્દ મરતાં લાચાર સોયે.
અશક્ત બુઢા જઇફ લાચાર, નિજ પોષણ ન કરી શકનાર,

બાળબાળકી યતિમ જેહ, તેના માટે આ ફંડ છેહ.
તેને દેવું વ્યવહારિક જ્ઞાન, રાત્રે તાલિમ ધર્મની સાન,
જે મર્દો નથી અશકત, હાથ પગ શરીર સશકત.
તેઓ માટે આ ફંડ નહોયે, ખાય ધંધો કરીને સોયે,
હોય જઇફ બાઇયો લાચાર, તે છે આ ફંડના હકદાર.
પડો ફિલસોફી કિતાબો ઠીક, થાઓ અલ્લાહને નજદીક,
શાહ શમ્સ પીર સદરદીન, તથા મૌલવી મૌલાના રૂમ.
પડયા ફિલસોફી સારી રીતે, કુરાન મજીદ માયના શીખે,
મહેનત કરી તમો પણ પડશો, તો તેના જેવા થઇ શકશો.
કોઇ પશુ વૃત્તિવાળો ધારે, માલ એકઠો કરવા વિચારે,
બહેસ્ત મોટું સુખનું ધામ, ઘણી સ્ત્રીઓ એશઆરામ.
જેમ દુનિયામાં બૈરીઓ સાથે, કરીએ મોજમજા નિરાંતે,
તેમ બહેસ્તમાં પણ કરશું, ખુબ ખાશુંપીશું ને ફરશું.
આવો વિચાર કરવો ઘેલો, નહિં બહેસ્ત એ છે તબેલો,
હિંમતવાન સમજદાર જનની, હોય ઇચ્છા અસલ વતનની.
મ્હોટી નદી સમુદ્રમાં પડે, રૂહરૂહના દરિયામાં ભળે,
ઘણી સ્ત્રી મ્હોટાં ઘરબાર, નહિં નાણાંની મમત લગાર.
પાંજરાપોળના બુઢા ઘોઠાઓ, સુખે સાથે રહે છે જોડાંઓ,
મળે સારૂં સારૂં ખાવાનું, સારા ઠેકાણે મળે સુવાનું.
આવું બ્હેસ્ત ચહે તે ઘેલો, એ બ્હેસ્ત નહિં છે તબેલો,

મોમન ચિન્તવન રાખે મનમાં, જઇ પહોંચ્યું અસલ વતનમાં.
કરો ખ્યાલ કે હક્ક શું છે? ભલાબુરા વિષે ચેતાવે છે,
હું મુકીશ ફિલોસોફી કિતાબો, પડી હિંમતથી લાભ પામો.
રૂહ કયાંથી આવ્યો કયાં જાયે, તેનો ભેદ તેથી સમજાયે,
તમો મારી હજુરમાં આવી, પુછો છો બીમારીની ચાવી.
હું નથી ડોકટર જીસમાની, મારૂં કાર્ય હકીમ રૂહાંની,
સુણો ફરમાન રાખી ચંત, કરો અમલ તો લાભ અનંત.
પડો કુરાન દાનાઇ હિકમતથી, ઘણો ફાયદો પામશો તેથી,
વગર દાનાઇયે પડે કુરઆન, તેને જાણવા ખર સમાન.
"ખુદા પાસેથી આવ્યા સહી, પાછું ફરવાનું છે તહિં,"
આ છે કુરાન શરીફના બોલ, પડી હિકમતથી કરો તોલ.
મુશ્કીલ લાગે મારાં ફરમાન, ફરજ સમજી કહું કલામ,
જેમ જમીનમાં બીજ પોખાયે, તેમ ફરમાન દિલમાં રોપાયે;
મતલબ એ કે ચિત્તમાં રાખો, તેનાં સારાં સારાં ફળ ચાખો.



## પાઠ ૨૦ વિદાય વચનો.

(ઝંગબારથી વિદાય લે છે, મૌલા જમાતને આમ કહે છે,)
ઘણી ખીદમત કીધી અમારી, યાદ કરશું સેવા તમારી.
ઘડિ એક નહિં ભુલું તમને, તમો યાદ કરજો અમને,

નાના મોટાપર મ્હોબત અમને, કદિ ભુલી શકું નહિં તમને.
મારી એક માગણી સહી, પરસ્પર વીસરીએ નહિં,
અમે પીર મુરશીદ તમારા, તમે સૌ ફરજંદ અમારા.
પિતા પુત્રનો લાભજ ચાહે, એથી અધિક મારા મનમાંહે,
નેક દુવા કરીએ તમામ, દિન રેન કરો શુભ કામ.
જેમાં તમારો ફાયદો હોયે, હું દિલમાં ઇચ્છું છું સોયે,
તમારૂં શ્રેય થવાનું ધારી, કરૂં ફરમાન એમ વિચારી.
હું ફરમાન માટે સવારે, કરી વિચાર આવું અત્યારે,
એવો ખ્યાલ તમો નહિં કરશો, દ્રઢ વિશ્વાસ દિલે ધરશો.
જેમ લાભ જળવાય તમારો, એવો મકસદ છે અમારો,
છે મતલબ અમારો એહ, અમર માને ફરિસ્તો તેહ.
ન હોય એબ તેમાં રતિ, દીનદુનિયાની સારી કૃત્તિ,
દીનદુનિયાનું ઇલ્મ સમસ્ત, દીનદુનિયાનાં કામ દુરસ્ત.
કામ કાનુન સર સૌ કરે, સારો માણસ તે તો ઠરે,
હિંદુ મુસ્લિમ યહુદી નસારા, કહે નેક મુરીદો તમારા.
હોય લક્ષણ ફરિસ્તાનાં પાક, એ બંધુ તમારે હાથ.
દુવા ફરમાવું તમારા હકમાં, રાતદિન ભુલું નહિં મનમાં,
નાના મોટા પરણેલા કુંવારા, બાઇયો, બાળાઓ, વિધવા, સધવા.
નુરી વખતે દુવા ગુજારૂં, રહે ઇમાન સલામત તમારૂં,
સઘળાં આમાલ સારા કરો, બદ કાર્ય કદિ ન આચરો.

સાચા ચાલો કરો સાચી વાત, એવી દુવા કરૂં દિન રાત,
માલ ઔલાદમાં બરકત થાયે, સઘળી રીતે શુભ ગણાયે.
દીન બાબત દુવા અવ્વલ, દ્રઢ રહી કરો નેક અમલ,
પછી સુધરે દુનિયાં તમારી, રાખો નસિહત યાદ અમારી.
પહેલી નસિહત સંપજ રાખો, પરસ્પરમાં ફિતનાન નાખો,
કદિ શયતાનની હરકતથી, નાણા માટે કે બીજા કારણથી.
થાય કંકાસ તો તેજ વેળા, કરી લેજો સુલેહ સવેળા,
જ્ઞાતિ સભ્યો પાસે જાઓ, ફરિયાદની દાદજ ચહાઓ.
તેઓ કનેથી ન મળે દાદ, પછી કોર્ટે કરવી ફરિયાદ,
પ્રથમ કોર્ટે ચડવું નહિં, આ છે દુનિયાંની વાતો સહી.
બધી દીનની નસિહતો દઉં, કેટલીક દુન્યવી વાતો કઉં,
કરૂં નસિહત માવિત્ર જેમ, થાય ભલું તમારૂં તેમ.
સઘળું તમારા હિતને ખાતર, મને કંઇ નથી રજ માતર,
બધો બોધ સંગ્રહ રાખો, દિલથી બહાર કાઢી ન નાખો.
પંજેભાઇયોમાં તકરાર થાયે, પહેલે કમિટિ પાસે જાયે,
ન કરે કોરટ મહિં ફરિયાદ, જમાતમાંથી મેળવે દાદ.
વકીલો તણું ખર્ચજ બચશે, ઘણા લાભો બીજા પણ થશે,
ફરજ પંજેભાઇઓની સાર, આ આબાદ કરે ઇકરાર.
મરી જાય ગરીબ દીનદાર, તેના મૈયતમાં જાવું નિરધાર,
હોય મોમન તે એહ પ્રમાણે, ગરીબ ધનિક સરખા જાણે.

તમારૂં નામ દરવેશ સારૂં, છે દરવેશ નામ મારૂં,
મને પુછો કો, દીન કયો તમારો, મઝહબ દરવેશી કહું મારો.
સૌથી ઉત્તમ મઝહબ એ છે, તમારો મઝહબ તે છે,
જેમ તવંગરને ત્યાં જાઓ, શાદી ગમીમાં સામલ થાઓ.
તેમ જવું ગરીબને ત્યાંઇ, તેને ખર્ચ ન કરાવવું કાંઇ,
ખર્ચ કરાવવો તે નહિં સ્નેહ, એ તો દુશ્મનની પુરી છેહ.
તકલીફ ન પહોંચે ખર્ચ ન થાયે, શોભા શ્રીમંત જેવી દેખાયે,
રૂપિયા રાખ્યા છે વીસ હજાર, તેનું ભાડુ ઉપજશે સાર.
ગરીબ બુઢી યતિમ લાચાર, ઘટતું દો તેને નિરધાર,
હું તમોને રસ્તો દેખાડું, વચ્ચે પડેલા પત્થર ઉપાડું.
તે પર ચાલો ન ચાલો યાર, તે તમારી ઇચ્છા પર આધાર,
સુણી ફરમાન ભુલી ન જજો, ખુદાવંદના આશક થજો.
ખુદાઇ ઇશ્કમાં બનો મસ્ત, જરી પણ ન થજો સુસ્ત,
એક બે કલાક દહાડામાં ખરો, રૂહ સંબધી વિચાર કરો.
સારા કામ તે શુભ ને ખુબ, નરસાં કામ ખરાબ ને બદ,
સારા વિચાર અને મહોબત, હું ઇચ્છું છું ઈશ્ક સતત
દરદાગીનો કંઇ આપો તમો, તેથી ખુશી ન થઇએ અમો,
અમલ ફરમાન ઉપર કરો, તેથી રાજી થાઉં ખરેખરો.
પરસ્પરમાં ઐક્યતા જોડો, દીન પોતા તણો નહિ છોડો,
મારી માગણી ચિત્તમાં રાખો, દીનને બરાબર પકડી રાખો.

મગરબ ટાણે ખાનએ પાક, જજો અર્ધ કે એક કલાક,
તમારામાંથી ઘણા જન, એમ સમજતા હશે મન.
છે ઇમાન અમારૂં પુર, ખાને જવાની શી જરૂર,
એવો વિચાર રાખશો નહિ, કરો બંદગી ખાને જહી.
અમારી પુઠીઉં ને તવારીખ, પડો ઇતિહાસ જાણો ઠીક,
બની ફાતેમા ઇસ્માઇલી ઇમામ, થયા શાંહા મીસરના જાણ.
અમારા વડીલોએ ત્રણસો વરસ, કર્યું રાજ્ય મીસરમાં સરસ,
એ તવારીખ પડયેથી જણાય, નાહાનોથી નહિં સમજાય.
તેઓ કંઇ ન જાણે તફાવત, ઇસ્માઇલ મુસાની અદાવત,
તમો અમારી તવારીખો વાંચો, કેવા જુલ્મ થયા છે તે જાંચો.
હતો હસનઅલીશાહનો વખત, થયો ખલિલ્લાહપર જુલ્મ સખત,
ચાલીસ પચાસ વર્ષો પહેલાં, કેટલા મુરીદો મારી નાખેલા.
સીતેર હજાર મુરીદો મરાયા, તો પણ દીન થકી ન ચળીયા,
એવો ઇશ્ક રાખો દીનનો, આ જમાનો છે રાહતનો.
જાન જાયે તો ભલે જાયે, પણ દીનનો ત્યાગ ન થાયે,
તમારી આંખો, જબાન, હાથ, એ સર્વે હોયે સાફ પાક;
બધું સત્ય અને સત્ય હોયે, એવો ઇન્સાન ફરિસ્તો સોયે.



